# આકાશદીપ

• • •

ધૂમકેતુ

રૂપિયા

૩

સોલ એજન્ટ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય.
ગાંધી રોડ, :: અમદાવાદ.

અ નુ ક્ર મ : :



## પ્રસ્તાવના.

'ચૌલુક્ય નવલકથાવલિ'માંથી, મારે તબિયતને અંગે થોડો શ્રમ ઓછો કરવો પડ્યો, ત્યારે કેટલીક નવી જૂની વાર્તાઓનો એક સંગ્રહ કરવાની તક મળી ગઈ. અને એમાંથી આ સંગ્રહ-તેમ જ આની પછી આવી રહેલા બીજા બે સંગ્રહો– 'પરિશેષ' 'વનછાયા' વગેરે થઇ શકયાં છે.

'મેઘબિંદુ'નું વસ્તુ તો ઐતિહાસિક વાતાવરણ ઉપર રચાયેલું હોઇ, તદ્દન જૂદી જ રીતની ઐતિહાસિક નવલિકાઓ–કથન સ્વરૂપની એમાં આવે છે.

'જીવનયોજના' એવો કોઈ શબ્દ અભિમાન વિના વાપરી શકાતો હોય તો, એ, એવા પ્રકારની છે કે, જે કાંઈ પળો મળી છે, એ એકધ્યેયી સાહિત્યપ્રયાસ કે પ્રવાસ માટે જ ખરચવી. 'ગુપ્ત નવલકથાવલિ' 'ઐતિહાસિક નિબંધો' 'જીવન ચરિતાવલિ' અને એવી બીજી અનેક પ્રવૃત્તિઓ, કલ્પનામાં એને અંગે રહ્યા જ કરે છે. 'અવંતિનાથ-સિદ્ધરાજ જયસિંહ'નું ત્રીજું પુસ્તક 'પ્રેસ'માં છે, ને ત્યાર પછી ગુજરાતના—છેલ્લા રાજા કરણ 'વેલા સુધી આવીને એ અનુસંધાની નવલકથાઓ ત્યાં અટકે છે.

પરંતુ આ તમામ વસ્તુઓની સાતત્યસાધના માટે જોઈતાં સમય શ્રમ, સાધન બીજી અનેક પ્રવૃત્તિઓ ઉપર અંકુશ મૂક્યા વિનાં ન જ મળી શકે. ગુજરાતે કાંઈક પ્રક્ષાપાતથી તેમજ પ્રેમથી, મારી રંક કૃતિઓનો ઉદારતા પૂર્વક સત્કાર કર્યો છે. એટલું જ નહિ. એ કૃતિઓના લેખક લેખે પોત પોતાને આંગણે આવવાની ઉપરા ઉપરી અને વારંવારના વિનંતીઓ પણ મને હમેશાં ઠેકાણે ઠેકાણેથી મળતી જ રહી છે; પણ પ્રસ્તાવનાઓ, સભાઓ, પરિષદો, ભાષણો, ચર્ચા મંડપો વગેરેમાં ભાગ લઈ શકાતો નથી, એ જ પ્રમાણે પરિચય ધરાવનારા ને ન ધરાવનારા, એવા સંખ્યા બંધ જાણીતા અને અજાણ્યા લેખક મિત્રોના કૃતિઓ તરફ નજર નાખી અભિપ્રાય અને માર્ગ દર્શનની ઉત્સુકતાને પણ સંતોષવાનું બની શકતું નથી, એ તમામના મૂળમાં—આ 'જીવનયોજના' જ કારણરૂપ છે. એવા વારંવારના નાકરથી એક નવા પ્રકારનો ધ્વનિ એમાંથી ઉઠીને ગેરસમજણ થવાનો સંભવ છે, એટલે આ આટલો આવશ્યક ખુલાસો કરવાનું જરૂરી લાગ્યું છે. બાકી આવા સંગ્રહની પ્રસ્તાવનામાં આવી વસ્તુને સ્થાન જ ન હોય; પણ પુસ્તકો પ્રત્યે પક્ષપાત ધરાવનાર લગભગ દરેક જણ એની પ્રસ્તાવના પણ વાંચે જ, એમ માનીને આ દ્વારા કાંઇક કહેવાનું છે તેમને એ આમાંથી મળી જ રહેશે, એટલે આટલું આંહીં લખ્યું છે. બીજા નવલિકાસંગ્રહોની પેઠે આ સંગ્રહ પણ વાંચનારાઓને આકર્ષક નીવડશે તો પ્રયાસની એટલી વિશેષ સફળતા.

ખાનપુર : અમદાવાદ.                                    —ધૂમકેતુ

૧ : ૧૧ : ૪૭.

# શાપિત રાજલક્ષ્મી

**જૂનાં** ફર્નિચરનો વેપારી ગોવિંદરામ અમારી સામે રહેતો. મેલું ધોતિયું, ટૂંકી બાંયનું ગંજીફ્રાક અને કાળી ટોપી પહેરીને તે આખો દિવસ એટલે બેઠો જ હોય. ઘણુંક રીને એનો વેપાર નહિ જેવો ચાલતો. કારણ કે ગોવિંદરામ માત્ર 'ચીજ' સંઘરતો. 'સાહેબ ! ચીજ છે હો'—એવી રીતે જ એને બોલવાની ટેવ હતી. પરંતુ ખુરશી, કોચ, બારણાં, જાળી, ગાલીચા, હીંચકા સઘળી જ વસ્તુઓ એની સાધારણ ભાષા પ્રમાણે 'ચીજ' માં ગણાતી. અને તેથી તેની કિંમત પણ આકરી પડતી. પરંતુ ક્યારેક—અને તે પણ જે જોઈ શકે તેને માટે જ—એ જરાક સાદું દિલગીરી ભરેલું હસીને પોતાના હૃદયની સાચેસાચી ભાષા વાપરતો. ત્યારે એ ફર્નિચરનો વેપારી મટી જતો, 'ચીજ' કહીને આકરી કિંમત લેનારો વાણિયો પણ મટી જતો, અને એને બદલે જૂની જાહોજલાલીના અવશેષને નિહાળનારો કવિજન થઈ જતો. ઇતિહાસ—પ્રવાહનો જાણે છેલ્લો સાક્ષી હોય એવો, એ ખરેખર ભૂતકાળનો આદમી બની રહેતો. એક વખત સાચી કાશ્મીરી શાલ મેં એની પાસે

જોઈ ત્યારે એના મોંમાં એવી ભાષા આવી ગઈ હતી. ' આ ચીજ વેચવાની છે જ નહિ, પણ તમે પૂછ્યું એટલે કહું છું. એ શાલ છે, સાહેબ ! મલ્હારરાવ ગાયકવાડની. પદભ્રષ્ટ થયાની આગલી રાતે એમણે એ ઓઢી હતી. એ શાલ એક જ વખત વપરાઈ છે ! એ વેચવાની છે જ નહિ ! '

ગોવિંદરામનો 'ફર્નિચર'નો વેપાર તો એવો જ ચાલતો. સીસમ ઉપર કાશ્મીરી કારીગરીવાળાં ટેબલ ખુરશી કોઈ શોખીન લઈ જાય ત્યારે વળી બે પૈસા રળે; બાકી તો એની કિંમત આકરી પડતી એટલે મહિને બે મહિને કોઈ સારું ઘરાક આવી ચડે ત્યારે ગોવિંદરામને તડાકો પડી જતો.

પણ એ ઉપરાંત ગોવિંદરામ દુકાનના આગલા ભાગમાં લોટની ચક્કી પણ રાખતો, અને એ કામ માટે આખો દિવસ એને ત્યાં ધમાલ જામી જ રહેતી.

મારા છોકરા સુબંધુ સાથે ગોવિંદરામને મૈત્રી હતી. એ મૈત્રીનું કારણ તો હું પણ કળી શક્યો નથી, પણ ગોવિંદરામના કાંઈક એકલા લાગતા જીવનમાં, સુબંધુએ સ્થાન મેળવી લીધું હતું. સુબંધુ નિશાળે જાય ત્યારે ગોવિંદરામની દુકાન પાસે થઈને કાંઈક તોફાન કર્યાં વિના જાય જ નહિ ને ! તોફાન કર્યાં વિના જાય તો તે દિવસે એણે છેલ્લો નંબર પુરાવ્યો હોય, ને પાંચ વાગે પાછા ફરતાં તોફાન કરે ત્યારે જ જંપે. સુબંધુને તરતાં ગોવિંદરામે શિખવાડેલું. સુબંધુ માટે તેણે બહુ જૂના વખતની પણ ઊંચી કારીગરીવાળી એક ' ફ્રેઈમ ' આપેલી. એ ' ફ્રેઈમ ' વેચવાની એણે ચોખ્ખી ના પાડી હતી. મીઠાઈ ગમે તે પ્રકારની લાવ્યો હોય, પોતે જાતે આવીને સુબંધુને ભાગ આપે, પછી જ એ ખાય. એના આ હેતમાં કાંઈક હેતુ

ન હતો. કેવળ પ્રેમની ખાતર જ પ્રેમ હતો. સુબંધુની હજારો ખાનગી નાની નાની વાત—જે ઘણું કરીને બાળક માબાપને કહેતાં જ નથી—એવી વાત ગોવિંદરામની પાસે પહોંચી ગઈ હોય.

એ મૈત્રીનું એક ફળ એ થયું કે હું પોતે સમજું તેના કરતાં સુબંધુ જૂની ચીજોના વાતાવરણમાં વધુ સમજી શકતો. એ બોલીને દેખાડી શકતો નહિ, પણ મૂંગી વાણી મારફત એનો અનુભવ કરી શકતો. એટલું જ નહિ પણ ઘણી વખત તો સાચી અને નકલી વસ્તુઓ જોતાં વેંત જ જુદી પાડી દેતો. ગોવિંદરામ એ વખતે બોલતો નહિ, પણ એના ચહેરા ઉપરથી સ્પષ્ટ સમજી શકાય કે એ સુબંધુને પોતાની પ્રણાલિકાનો આદમી માનીને ઊંડો સંતોષ અનુભવી રહ્યા હતો. એ જાણે કહેતો હોય કે ' આ છોકરો ભવિષ્ય અને ભૂતકાળને જોડનાર છેલ્લો સાક્ષી બનશે ! પછી આવી ચીજો કોઈ સંઘરશે નહિ, કોઈ રાખશે નહિ, કોઈ એના પર થૂંકશે પણ નહિ ! '

એક વખત ગોવિંદરામને કોણ જાણે શું ભૂત ભરાયું તે મારી પાસે આવ્યો.

ખાસ્સા ઇંગ્લિશ બનાવટના સુંદર કોચ ઉપર બેસીને હું તો મજેની લિપ્ટનની ચા પીતો હતો ત્યાં ગોવિંદરામ આવી પહોંચ્યો.

' કેમ આવો છો ? '

ગોવિંદરામની વાત કરવાની રીત આવી અદ્ધરની જ હતી. અદ્ધરથી જ ઉપાડવાનો: ' કાં જોયું ? ' આપણે આશ્ચર્ય પામીએ કે ' શું ભાઈ ? ' ત્યાં એકાદ ખંડિત મૂર્તિનો હાથ

રજૂ કરે: 'એટલો સરસ છે' – અને પછી એ વાગ્ધારા અટકાવવી હોય તો તમારે એકાદ અર્વાચીન મકાનની વાત કરવી પડે.

આજે પણ ગોવિંદરામે એવી અદ્ધરથી જ વાત ઉપાડી, 'ક્યાં આવો છો ?'

અમારા મકાનની સિમેંટની ખીચડિયા અંગ્રેજી જાળી તરફ નજર નાખતાં મેં કહ્યું: 'ક્યાં ?'

મેં જોયું હતું ત્યાં નજર કરીને ગોવિંદરામે પોતાની દૃષ્ટિ એકદમ પાછી ખેંચી લીધી. 'આજે હવે તમને દઉં !'

'પણ શું ?' મેં કહ્યું.

'અરે ! તમે ચાલો તો ખરા.'

'શું માણેક છે, રત્ન છે, હીરા છે ? કે છે શું ?'

'સુબંધુ ક્યાં છે ?'

'હમણાં જ બહાર રમવા ચાલ્યો ગયો.'

'ઠીક ચાલો, ત્યારે. એ ચીજ તમારા લાયકની છે. તમને–તમને વિશ્વાસ નથી પણ . . .'

ગોવિંદરામે વાક્ય પૂરું ન કર્યું: 'તમે ચાલો તો ખરા . .'

અમે ચાલ્યા.

એની દુકાનના આગલા ખંડમાં પેઠા એટલે ગોવિંદરામે સંભાળથી બારણું વાસ્યું.

આગલા ખંડમાં થઈને અમે પાછળના ભાગમાં ગયા. ત્યાં કેટલાક કારીગર ચક્કી સમી કરતા બેઠા હતા. એક ડોશી નળ પાસે પાણી ભરતી હતી. એક જગ્યાએ તપેલામાં ચા ઊકળતી હતી.

અમે છેક અંદરના ખંડમાં ગયા.

વળી પાછું ત્યાં પણ ધીમેથી બારણું ઠસાવીને ગોવિંદરામ મને ઉપલા મેડા પર લઈ ગયો.

'જુઓ આ' ગોવિંદરામે મારી સામે ચંદનની એક સુંદર 'ફ્રેઈમ' રજૂ કરી. તેમાં જૂના વખતનું રજપૂત શૈલીનું સુંદર ચિત્ર શોભી રહ્યું હતું. એક બાઈ બેઠી હતી. આકાશમાં ચંદ્ર ખીલ્યો હતો. હાથમાં એક રત્ન હતું. બીજા હાથમાં પ્યાલું હતું. પ્યાલું હલાહલ ઝેરથી ભર્યું હશે એમ સહેજે અનુમાન થાય તેમ હતું. પણ એટલું છતાં તેનો ભાવાર્થ સ્પષ્ટ ન હતો.

ગોવિંદરામ મારી પાસે આવ્યો. તેની આંખમાં વિચિત્ર પ્રકારનો નશો હતો.

'આ છબી તમે જોઈ? શું સમજ્યા?'

'પીંછી અદ્‌ભુત છે!'

ગોવિંદરામે કપાળે હાથ દીધો. પાસેના કોચ પર તે બેસી ગયો. 'આ 'ફ્રેઈમ' આજથી બાર વર્ષ પહેલાં મારા હાથમાં આવી—પણ રહો, ખખડાટ શાનો થયો? સુબંધુ ક્યાં છે?'

દાદરના પગથિયા ઉપર આવીને એક બિલાડી ઊભી હતી, ગોવિંદરામને એની હાજરી પણ ખૂંચી. તેણે તેને કાઢી મૂકી. પાછો કોચ ઉપર આવીને બેઠો.

'તમે નવા જમાનાના માણસો શાપમાં માનતા નથી. પણ હું તમને આજે ખાતરી કરાવી આપીશ કે શાપ જેવી પણ કાંઈ વસ્તુ હોઈ શકે. એ બને છે ક્યારેક—પણ એટલે તો, એ તદ્દન નથી જ એવી તમારી દલીલ, બળ વિનાની બની જાય છે. આ ચિત્રમાં શું છે એ તો મને પણ ખબર નથી. એક ભિખારી જેવા માણસ પાસેથી મને એ મળી

છે. મળી ત્યારે મારા આનંદનો પાર ન હતો. ભિખારીને ખબર નહિ પણ એમાં એક અણમોલ રત્ન જડેલું હતું. આ રહ્યું એ રત્ન!'

ગોવિંદરામે હથેળીમાં રત્ન ધરી રાખ્યું. લાલ હીંગળોક રંગનું એ માણેક હતું. એનો ઝગઝગાટ મોહ પમાડે તેવો હતો. પણ કોણ જાણે કેમ જાણે કે એ રત્નને બદલે શોણિતનું બિન્દુ હોય એવું ભયાનક લાગતું હતું!

'આ લાગે છે રત્ન, પણ છે માનવહૃદયના છેલ્લામાં છેલ્લા નિઃશ્વાસનું રુધિરભીનું આંસુ. આના ઇતિહાસની તો મને ખબર નથી. કોઈને ખબર નથી. પણ આ રત્ન મેળવ્યા પછી એક અઠવાડિયામાં મેં પ્રાણથી પણ વહાલો એવો મારો એકનો એક છોકરો ગુમાવ્યો હતો!'

હું મોટેથી ખડખડાટ હસી પડયો: 'અરે! ગોવિંદ-રામ! તમારો આ વહેમી સ્વભાવ જ એ રત્નને રુધિરબિન્દુ બનાવે છે. બાકી એ બિચારું તો જે છે તે છે.'

ગોવિંદરામે ડોકું ધુણાવ્યું: 'ના, ના, એમ નથી. હજી સાંભળો તો ખરા. બરાબર એક અઠવાડિયા પછી પેલો ભિખારી મારી નજરે ચડયો.

'એ વખતે એના મોં ઉપર પ્રસન્નતા હતી. હૃદયમાં ઉંડો સંતોષ હતો. જાણે કોઈ મોટો ભાર ફેંકી દીધો હોય એવી નિશ્ચિન્તતા હતી. એણે મને કહ્યું: 'સાહેબ! પેલી 'ફ્રેઈમ'માં એક મોંઘામૂલું રત્ન આવ્યું છે?'

'તારે જોતું હોય તો લઈ જા!' મેં કહ્યું.

સાંભળતાં વેંત એ તો ઊભો જ થઈ ગયો. 'મારે? મેં આટલા વર્ષ એને સેવ્યું છે. જ્યાં જ્યાં એ ગયું છે

ત્યાં ત્યાં વિપત્તિ આવી છે. પણ એ રત્નમાં એક બીજો ગુણ છે. એને રાખનારો કોઈ દિવસ ભૂખે નહિ મરે. લક્ષ્મી તો એના ચરણમાં આળોટશે; પણ દુઃખ અને શોક એ બન્ને એનાં ચિર સંગાથી રહેશે. હું માંડ એનાથી છૂટયો!

'ત્યાર પછી એ રત્ન વિષે ઘણી ઘણી રીતે માહિતી મેળવવા મેં પ્રયત્ન કર્યો. પણ આટલી, આ ચિત્ર કહી શકે એના કરતાં વધારે માહિતી હજી તો મને મળી નથી!'

મેં ફરી ચિત્ર સામે જોયું. ખરેખર ચિત્ર અદ્‌ભુત હતું. મેં ગોવિંદરામને કહ્યુંઃ 'આમાં તો ચિત્રકારે સ્પષ્ટ સૂચન કર્યું છે. આ રત્ન નથી, પણ હલાહલ વિષપાન છે.''

'આ રત્નને હું ફેંકી દઉં, પણ ફેંકી દેવાથી મારો અર્થ સરે તેમ નથી. એને કોઈને આપીને જ હું છૂટો થાઉં. ત્યાં સુધી આ ભયંકર શાપનો હું અકારણ ભોગ બની રહ્યો છું! તમને ખબર નથી સાહેબ! આ રત્ન મારી પાસે આવ્યા પછી લક્ષ્મી તો મારે ત્યાં ડગલે ને પગલે આવે છે! એ છુપાવવા માટે તો હું પોતે ભુખડી બારશ જેવો રહું છું ને! પણ આનો શાપ! હું સુખી નથી, સાહેબ!'

ગોવિંદરામ બોલતો બંધ થયો. જૂની વસ્તુઓનો એનો શોખ અદ્‌ભુત હતો, પણ આજે એણે ચારે તરફ દૃષ્ટિ ફેરવી ત્યારે જાણે શ્મશાનમાં ભૂતાવળ જોતો હોય એવી રીતે પોતાના વાતાવરણથી પોતે ભડકી રહ્યો હોય તેમ લાગ્યું!

ધીમેથી ઊઠીને ગોવિંદરામની રજા લઈને હું તો ઘેર ગયો.

તે રાતે એક ભયંકર સ્વપ્નામાંથી હું જાગી ઊઠયો ત્યારે જાણે સ્વપ્ન નહિ, પણ સાચી પ્રતિમા જોતો હોઉં એટલી બધી તાજી છાપ મારા મન ઉપર પડી રહી હતી.

અત્યંત પ્રતિભાશાળી—પ્રતાપી અને તેજસ્વી એક સ્ત્રી મારી સામે ઊભી હતી. તેના કેશ છૂટા હતા. હાથમાં ખડ્ગ હતું. આંખો ઝગારા મારી રહી હતી. અણિશુદ્ધ નાક નાગની ફણાની માફક અભિમાનભરેલું ઝેર સાચવી રહ્યું હતું. ખડ્ગના કરતાં વધારે કાતિલ ઘા તો એ નજરમાં ભર્યા હતા. 'તું શાપિત રાજલક્ષ્મીમાં નથી માનતો કાં ? પણ યુગે યુગે લક્ષ્મી શાપિત બને છે, ત્યારે રુધિરભીનાં રત્નો માનવવંશને વારસામાં મળે છે. એમાં તને વહેમ દંભ કે જુનવાણી પ્રથા જેવું શું લાગે છે ? આજે તારા સમયમાં પણ શોણિતની ધારા વહી રહી છેઃ લક્ષ્મી માટે, જમીન માટે, જીવન માટે. એ ધારામાંથી હજારો રત્નો, જેને મેળવવા માણસો માણસોને કાપે છે તેવાં, ન ધણિયાતાં, નકામાં અને ન જોયેલાં, વેડફાઈ જાય છે. એમાંનું હરેક રત્ન શાપિત છે. જે જે વસ્તુ મનુષ્ય અન્યાયથી મેળવીને લોભથી સાચવે છે તે શાપિત બની જ જાય છે. તે એના સાચવનારને હણે છે. રાખનારને મારે છે.'

સવારે હું ઊઠ્યો ત્યારે સુબંધુ મારી પાસે દોડતો જ આવ્યોઃ 'જુઓ, જુઓ. આ શું છે ?' એણે મુઠ્ઠી ઉઘાડી. એના હાથમાં પેલું શાપિત રત્ન ઝગારા મારી રહ્યું હતું—જાણે લોહીભીની આંખે એ મારી સામે જોઈ રહ્યું હોય !

'અરે, અરે, આ તેં ક્યાંથી કાઢ્યું ?–કોણે આપ્યું ?'

'મને ગોવિંદરામ કાકાએ આપ્યું !'

'હેં !'

મારું ચાલત તો હું ગોવિંદરામની ડોક મરડી નાખત. પણ નજર કરી તો ગોવિંદરામની દુકાન બંધ હતી.

'મારો બેટા! જોયું? પોતાનો છોકરો માર્યો, હવે આને મારવા ફરે છે!'

મેં સુબંધુના હાથમાંથી રત્ન ઝૂંટવીને ફેંકી દીધું. 'ખબરદાર! હવે એ લાવ્યો છે તો. એમાં હલાહલ ઝેર ભર્યું છે! ગોવિંદરામ ક્યાં છે?'

'ગોવિંદરામ કાકા! ગોવિંદરામ કાકા તો કોણ જાણે—'

*

એ વાતને અઠવાડિયું વીતી ગયું. ગોવિંદરામ દેખાયો નહિ. એક વખત સુબંધુને સખત તાવ આવ્યો. બેભાન થઈ ગયો. મારા મનમાં પેલા શાપિત રત્નની કથા યાદ આવી.

અને હમણાં ન દેખાતો ગોવિંદરામ અચાનક એ જ વખતે આવી ચડયો. તે ક્યાંક બહારથી પરબારો આવતો હોય તેમ લાગતું હતું.

'કાં, કેમ બેઠા છો? સુબંધુને શું થયું?' તેણે આવતાંવેંત પૂછ્યું. જાણે રત્નની વાત જાણતો જ હોય એમ તે બોલ્યો: 'તાવ આવ્યો છે કે?' મેં જવાબ ન વાળ્યો. પણ ઠપકાભરેલી આંખે તેની સામે જોઈ રહ્યો. પણ તે તરત નીચે વળ્યો. ને સુબંધુની કેડ ઉપર હાથ મૂકી ધોતિયા નીચે પહેરેલ કાળા દોરામાંથી એક રત્ન શોધી કાઢ્યું: 'આ રહ્યું!' તેણે કહ્યું, ને વળી આગળ બોલ્યો:

'તે દિવસે, તમારા ગયા પછી તિરસ્કારમાં ને શાપથી મુક્ત થવા મેં એને બહાર ફેંકી દીધું, જાણતો હતો કે એમ ફેંકવાથી મુક્ત નહિ થવાય છતાં—જોર કરીને ફેંકી દીધું. સામેના છાપરા ઉપર એનો અવાજ પણ સંભળાયો. પણ પછી આ સુબંધુના હાથમાં એ કેમ આવ્યું તે મને ખબર નથી.'

હવે મને સાંભર્યું. જે દિવસે સુબંધુએ મને રત્ન બતાવ્યું તેને આગલે દિવસે તે દડાની રમત રમતો હતો ને છાપરા ઉપર અટકેલા દડાને ઉતારવા ચડ્યો હતો.

'પણ હવે મારે એ બીજાને હાથ ન ચડે માટે પહેરી રાખવું છે. જૂના પોથીવાચનમાં નિષ્ણાત એક જણે મને એનું બીજું રહસ્ય પણ બતાવ્યું છે.'

'શું ?'

'સુબંધુની માંદગી વિષે ને રત્ન વિષે મને જેણે માહિતી આપી તેણે જ આ કહ્યું—'

'કે ?'

'હું એની પાસે ગયો હતો. અત્યારે એની પાસેથી આવું છું. એણે કહ્યું કે બીજાને આપી પોતાના ઉપરથી ભાર ઉતારવાની વૃત્તિમાં શાપિત રત્ન કરતાં પણ મોટો શાપ છે. એવું થાય છે ત્યારે અંતઃકરણમાં શાપમય લોહીનું કલંકબિંદુ હમેશાં બળ્યા કરે છે.

'માટે રત્નના શાપનો ડંખ કાઢી નાખવો હોય તો રસ્તો આ છે. અજાણ્યા એવા હજારો માનવબંધુની વચ્ચે એવા શાપિત રત્નને ફરતું મૂકવું, એના કરતાં એ મારે જ પહેરી રાખવું. એમ કરવાથી એનો શાપ ઘસાઈ જઈને એક દિવસ એ રત્ન પણ શુદ્ધ બની જશે.'

એટલું બોલીને ગોવિંદરામે એ રત્ન પોતાની ડોકમાં પહેરી લીધું, ને જેવો આવ્યો હતો તેવો ઝડપથી પાછો ચાલ્યો ગયો.

# અજાણ્યો મનુષ્ય

સુંદર છબીઓ, પૂતળાંઓ અને કીર્તિસ્થંભો માટે, એક શહેરમાં ખાસ મકાન હતું. તે મકાન શહેરથી લગભગ ચાર પાંચ માઈલ દૂર હતું. અત્યંત સુંદર ચોગાનમાં ત્યાં ઠંડા પાણીના ફુવારા ઊડી રહ્યા હતા. એવા એકાંત શાંત સ્થળમાં જ્યારે જ્યારે મુસાફરો આવતા ત્યારે ત્યાંનું પ્રકૃતિસૌન્દર્ય જોઈને મુગ્ધ બની જતા. ત્યાં જાણે, દરેકે દરેક ચીજ વાતાવરણની જમાવટમાં પોતાનો હિસ્સો અર્પી રહી હતી. પણ ઠંડી ચાંદનીમાં જ્યારે નાની મોટી સૌ વસ્તુ, રૂપરંગ અને સૌંદર્યની કોઈ ગૂઢ ચાદરમાં ઢંકાઈ જતી, ત્યારે જ અચાનક એમ લાગતું કે દિવસે આટલું રમણીય લાગતું એ સ્થળ જાણે કોઈ અતિ તીવ્ર વેદનાની ભયંકર શાંતિથી ભરેલું છે. એવી તીવ્ર વેદના કે જેવી માતા બાળકના મૃત્યુ પછી કે જુવાન હિંદુસ્ત્રી વિધવા થયા પછી અનુભવી શકે. જાણે મોંમાં એક પણ શબ્દ દુઃખનો નથી, જાણે આંખમાંથી એક પણ આંસું શોકના ભારનું નીકળતું નથી; જાણે ચહેરા ઉપર એકે નિશાની—એકે રેખા

નથી; અને છતાં વેદના એટલી નિઃસીમ છે કે એક વખત એને જોનાર કોઈ દિવસ એ ભૂલે જ નહિ. જાણે કોઈ કવિની કલ્પનામાં રમતી શોકરાણી આંહી હતાશ થઈને સૂતી છે.

એવા એ શાંત નિગૂઢ, શોકભરપૂર સ્થળમાં, જ્યારે ચાંદની ખીલી હોય ત્યારે, જો કોઈ જઈ ચડે તો, એનું હૃદય કોઈ અકથ્ય શૂન્યતામાં પડી જાય: એ કાંઈ જાણે નહિ, કાંઈ સમજે નહિ, પણ કોણ જાણે કેમ કોઈ ભયંકર એકલતા—કોઈ વહાલા સ્વજનને છેલ્લી મુસાફરીએ પહોંચાડીને ઘરમાં પેસતાં પડેલવહેલી અનુભવાય છે તેવી, વહાલી માતાને વળાવીને પાંચ વર્ષનું બાળક બોલ્યા વિના સહે છે તેવી—એને બોલાવતી હોય તેવું લાગ્યા કરે.

પૂતળાં તો બધાં એમ ને એમ હોય: પાણી, ઘાસ, ફૂલ અને સૌંદર્ય એનાં એ હોય: શાંતિ એવી જ હોય: ચાંદની પણ રળિયામણી હોય: આસપાસનું વન અને મેદાન સઘળાં એવાં જ રૂપાળાં હોય.

ક્યાંય એક તલમાત્ર પણ ફેર ન હોય, છતાં કોણ જાણે કેમ, એ વખતે—દર પૂનમની મધરાતે—એવું સુંદર સ્થળ, શોકની ઘેરી છાયાથી ભરેલું લાગે. જો કોઈ ત્યાં એ વખતે જાય તો જીવનભર એ અનુભવ ન ભૂલે.

માત્ર એક વખત હું ત્યાં ગયો છું, માત્ર એક વખત મેં એ સ્થળ જોયું છે; અને જે મેં અનુભવ્યું તે હું આપું છું.

ઊંચાં ઊંચાં ગગનગામી ઝાડોની વચ્ચે થઈને આવતી ચાંદની પૃથ્વીપર સુંદર ભરતગુંથણીની માફક પડતી હતી.

ઉપરના, નીચેના અને આસપાસના ડુંગરા તો તદ્દન શાંત ઊભા હતા. પવનનું નામ પણ ન હતું. એકલી અગાધ

શાંતિ ફેલાઇ રહી હતી. ફરવાની મજા હતી. દૂર ને દૂર હું ચાલ્યો ગયો.

આ કીર્તિમંદિરના દ્વાર પર આવીને જેવો પગ મૂક્યો કે તરત જ અંદરનાં સુંદર પૂતળાંઓનું આકર્ષણ થવા લાગ્યું. વિશાળ માર્ગ ઉપર, શુદ્ધ ચાંદનીથી ધોયેલા આરસના રસ્તા પર, બન્ને બાજુએ ને ચારે તરફ પૂતળાં-ઓની હારની હાર ઊભી હતી. ગુલાબના ફૂલ પર જામતી ચાંદનીની ઠંડીમાં કોઈ શાંત ઊભું હતું, તો કોઈ તરુની છાયામાં સ્થિર હતું. ગુલમોરની લાલ કેસરી કળીઓમાંથી સરતી ચાંદનીમાં, કોઈ રસિક યુગલ, જાણે જીવનના નશાની પ્યાલી હોઠ પર લગાવી રહ્યું હતું તો બીજે સ્થળે જુગારીની જેટલી બેદરકારીથી કોઈ મત્ત સુંદરી, તીરછી આંખે, યશને પૈસાને અને પુરુષને નિહાળી રહી હતી!

એક જગ્યાએ રૂપેરી ચાંદનીના પાતળા સાળુમાં ઢંકાયેલી, કોઈ પ્રમદા, જુગજુગાંતરની પ્યાસનો ઘડો ઝાલીને તેમાંથી રતુંબલ શરાબ પીવા મુસાફરને ઈશારા કરે છે, તો બીજી જગ્યાએ, એકલી આછી સૌંદર્યની પૂતળી બોલ્યા વિના બોલાવી રહી છે. કોઈ જગ્યાએ હણહણતા ઘોડા ઉપર ખુલી તલવારે પુરુષાર્થ બેઠો છે, તો બીજી જગ્યાએ પૃથ્વી ખૂટતાં આકાંક્ષા ખૂટી નથી જેની, એવો મહત્ત્વાકાંક્ષી વીર એકલો ઊભો છે. કોઈ જગ્યાએ સોનેરી સિંહાસન પર રત્નની રજમાં કોઈ મહાન રાજા આરામ કરે છે, તો કોઈ સ્થળે મોતીની છીપની પાદુકા ઉપર ધર્માધ્યક્ષ અચલ શાંતિમાં અર્ધ ઉઘાડ્યા હોઠથી વેદોચ્ચાર ભણે છે.

જેની પાની પરથી અળતાનો રંગ પણ નથી લૂછાયો

એવી કોમળ સુંદરીઓ આસોપાલવના ઝાડ નીચે બેસીને મોતીની માળા ગુંથે છે. જ્યાં દુઃખનો સ્વર પણ નથી સંભળાતો એવા એકલા એકાંત ભવનમાં કાલ્પનિક લાગે તેવી મધુર રમણીઓ ચોપાટ ખેલી રહી છે. જ્યાં જુઓ ત્યાં વૈભવ, આનંદ, શોખ, કળા, સંગીત, અને સુખ છલકાય છે. જાણે કોઈ દુઃખી નથી. ક્યાંય દુઃખ નથી.

છેક ખૂણાનાં પૂતળાં પણ આનંદભર સ્મિત કરે છે. સર્વત્ર શાંત, સુખી હલનચલન વિનાનો વ્યવહાર ચાલી રહ્યો છે. અભિસારિકાઓ મૂંગે હાથે ઝાંઝર કાઢી રહી છે, નૃત્યબાલા નિર્જીવ આંગળીથી સજીવ ઈશારત કરે છે; દ્રાક્ષાસવના પ્યાલા ધરનારી દાસીઓ રાજા–રાણીના વિલાસનો છાનો રોમાંચ અનુભવે છે; મુત્સદ્દીઓ, મંત્રીઓ, સેનાપતિઓ, સૌની શાંત જણાતી મુદ્રામાંથી, સત્તાનો, સુખનો, શોખનો, મદ ઝરે છે. સઘળાં સુખી દેખાય છે. શોખ કરે છે. શાંત લાગે છે.

પરંતુ કીર્તિ મંદિરના બીજા ખૂણા સુધી પહોંચીને જે વખતે હું પાછો ફર્યો ત્યારે આ જડ જણાતી વસ્તુઓમાં અચાનક ફેરફાર લાગવા માંડયો.

દરેકે દરેક ચહેરા ઉપર ગભરામણનાં સ્પષ્ટ ચિન્હ દેખાવા લાગ્યાં: જાણે મૃત્યુની રાહ જોતાં હોય તેમ સૌ સ્થિર નયને પોતપોતાની એક બાજુ જોઈ રહ્યાં. જડ જણાતી વસ્તુઓ પણ જુદા જ પ્રકારની ખાસ જડતા અનુભવતી હોય તેમ લાગ્યું.

સાધારણ રીતે હું ઘણી વખતે મધરાતે સ્મશાનમાં ગયો છું. હિંદુના સ્મશાનમાં તો નીરવ શાંતિ અને ભયંકર

એકલતા સાલે છે. પણ જ્યાં પ્રેમના અને આંસુના સંદેશાઓ વાંચીને હૃદય ભરાઈ આવે તેવા ક્રિશ્ચિયન સ્મશાનમાં એકલતા નથી લાગતી, પણ જાણે અનેક મનુષ્યોની વસ્તીથી ભરેલા મૂંગા શહેરોમાં ઊભા હોઈએ તેવું લાગે છે. એવી એકલતાની ભર વસ્તીમાં એવા એવા ભણકારા આવે છે કે સાધારણ માણસ તો ત્યાંથી મૂઠી વાળીને પોબારા જ ગણી જાય. પણ એવા ઘણા સ્મશાનોની ભયંકર એકલતામાં હું મધરાતે શાંતિથી ઊભો રહી શકયો છું. પરંતુ આજે કોણ જાણે કેમ આ જડમૂર્તિઓના પરિવર્તનથી મારું હૃદય બાંગું બાંગું થઈ રહ્યું.

પણ એક ડગલું આગળ વધું—ને મૂઠી વાળીને ભાગું તે પહેલાં—પાસેના સરુના લાંબા ઝાડની છાયામાં કોઈ સ્થિર નયને મારી તરફ જોતું હોય તેમ લાગ્યું.

મારી સામે ઊભેલી આકૃતિ જોઈને હું દિઙ્મૂઢ થઈ ગયો. તે અર્ધ નગ્નાવસ્થામાં ઉભેલી આકૃતિ—ન પુરૂષ કે ન સ્ત્રી—એવા મનુષ્યની હતી. તેના ચહેરા ઉપર વર્ષોનાં વર્ષો સુધી અંધારામાં રહેવાથી આવતી ફિક્કાશ હતી: આંખમાં નૂર ન હતું; કેવળ હાડપિંજર જેવું, મોટા ડોળાવાળું, મોટા માથાવાળું અને બેઢંગું મનુષ્યતત્ત્વ જ જાણે મારી સામે ઊભું હોય ને ઊભા રહીને મને નિહાળી નિહાળીને જોતું હોય. તેમ લાગ્યું. મેં તેની સામે જોયું. અત્યંત દુઃખને લીધે તેના ગળામાંથી અવાજ નીકળતો ન હતો. તેણે મારી તરફ જોયું ને મને પાસે આવવા મૂંગી નિશાની કરી.

હું તેની પાસે ગયો. એવો દુઃખી ચહેરો મેં જોયો

નથી. અનાથ અને અત્યંત પરાધીન એવા મનુષ્યના ચહેરામાં જે જાતની ભયંકર ફિક્કાશ ને ચિંતા, ગ્લાનિ અને અકથ્ય નિર્વેદ દેખાય છે, તે આ મનુષ્યના ચહેરામાં હતાં.

'તું કોણ છે?' મેં તરત જ તેની પાસે જઈને પૂછ્યું.

નિર્જીવ મનુષ્યતત્ત્વ ખડખડ હસ્યું. ફિક્કું, લુખ્ખું, ભયંકર, મોટું શૂન્ય હાસ્ય. એ હાસ્યના પડઘાથી નીરવતા ગાજી રહી. અને તેના લાંબા સુક્કા મોંમાંથી મોટા દાંત દેખાયા. આવી રમણીય ચાંદનીની પણ જાણે કોઈએ ક્રૂર મશ્કરી કરી હોય!

'હું—હું? તું મને નથી ઓળખતો? હું તો તાજમહાલનો સરજનારો—'

'હેં! તું?'

તાજમહાલ જેવા વિશ્વવિખ્યાત કલામંદિરની યોજના કરનારો આવો ભયંકર મનુષ્ય હોય એ વિચારમાત્રથી મને ધ્રૂજારી છુટી.

'તું ધ્રૂજે છે કેમ? હું ભયંકર છું પણ હું ભયંકર નથી. હું સામાન્ય મનુષ્ય છું. મને સૌએ ભયંકર બનાવી મૂક્યો છે. કાશ્મીરનો મોટો મનમોહન બાગ એ કોની યોજના છે તે તને ખબર છે? અને—'

તાજમહાલની અત્યંત રમણીય આકૃતિ જમનાના કિનારાપર—ભૂરા આકાશને પાછળ રાખીને ઊભી છે તે—આંખના પલકારામાં નજર આગળથી સરી ગઈ. એ કૃતિનો સરજનારો આવો બેડોળ હોય એ વાત માનવાની હૃદયે ના પાડી.

'એથી જૂના વખતમાં મેં સમુદ્રના તરંગથી છંટાતું સોમનાથ મહાદેવનું મંદિર રચ્યું. રત્નની રજથી જેની આકૃતિઓ સ્વચ્છ કરીએ તેવું આબુનું મંદિર બનાવ્યું: એથી પણ પહેલાં અપ્રતિમ એવી ભુવનેશ્વરની પાર્વતી— જેની કટિમેખલા સરજતાં જ મને વર્ષોનાં વર્ષો લાગ્યાં હતાં, એ સર્વનો સૃષ્ટા હું, **સામાન્ય અજાણ્યો મનુષ્ય** હતો. મને ઇતિહાસ ભૂલ્યો છે. મારા નામ ઉપર એક ઢેકું પણ ઊભું નથી. મારી કલાકૃતિઓને સાચવનાર ઉપર તમે વારી જાઓ છો; પણ મને સામાન્ય મનુષ્યને—અજાણ્યાને— આજે કોણ જાણે છે? હું મનુષ્ય છું. તમારા જાણીતા મનુષ્યે મારી મદદથી આ બધું કર્યું છે. મારા વિના આમાંનું કાંઈ ન હોત!'

એના આ શબ્દના અવાજની સાથે જ જાણે આખા સ્થળમાં ભયંકર ગ્લાનિ ફેલાઈ ગઈ. સુંદરમાં સુંદર પૂતળાના ચહેરા ઉપર કાળા ડાઘ પ્રગટ્યા. અને જાણે દરેકના પગ પાસે વીજળીની રેખા જેવી લોહીની સ્પષ્ટ રેખા માલૂમ પડી. એક પણ કૃતિ આ ફેરફાર વિનાની ન રહી.

વિજયી યોદ્ધાઓના ચહેરા પર તાજા ખૂનની ધાર ચાલી રહી. તીરછી આંખે જનતાને નિહાળતી મત્ત સુંદરી ચમકી હોય તેમ જડ બની ગઈ. રતુંબલ શરાબ પીવા મુસાફરને ઇશારા કરતી સુંદરીના ઘડામાં મનુષ્યનું લોહી છલકાવા લાગ્યું. વિજયી મુત્સદ્દીઓના ડોકમાં નિર્જીવ મનુષ્યોના હાડપિંજરની માળા દેખાઈ. મહત્ત્વાકાંક્ષી વીરોના સોનેરી સિંહાસનના પાયા નીચેથી મનુષ્યોની ખોપરી ઊગી નીકળી. મોતીની છીપની પાદુકા ઉપરનો ધર્માધ્યક્ષ માથા

વિનાના ખવીસ જેવો ભયંકર દેખાવા લાગ્યો. સુંદરમાં સુંદર આકૃતિઓ ભયાનક અને બેડોળ બની ગઈ. સુંદરીઓની પાની ઉપર અળતાને બદલે નર્યો નરમેધમાંથી વહેતો લોહીનો રંગ જણાયો.

આ પરિવર્તન જોતાં જ મેં પેલા અજાણ્યા મનુષ્ય તરફ જોયું. પણ એ તો તરત જ અદૃશ્ય થઈ ગયો હતો. અને તેના ખાલી હસવાના તુંબડકાંકરી અવાજથી આકાશ ભરાઈ ગયેલું લાગ્યું.

જ્યાં ઘડી પહેલાં નજર ઠરે તેવું સુંદર કીર્તિમંદિર ઊભું હતું ત્યાં એક જ શબ્દના પડકારાથી આવો ફેરફાર થતો જોઈ હું ઘડી ભર દિઙ્મૂઢ થઈ ગયો.

## ગૂમ થયેલી તસ્વીર

સુરત શહેરનો દેખાવ જોવા જેવો થઈ ગયો હતો. આખા શહેરમાં નાસભાગ થઈ રહી હતી, કોઈ ભરૂચ તરફ તો કોઈ બીજી તરફ રવાના થતા હતા. શિવાજી મહારાજની સવારી આવે છે એ ખબર મળ્યા એટલે અમારો ઘણોખરો કિંમતી સામાન તો તરત ફેરવાઈ ગયો. અને સહીસલામત રહેવા અમે પોતે પણ ભાગી ગયા !

એક વખત સહીસલામતીવાળા સ્થાનમાં પહોંચ્યા એટલે મેં મારા કિંમતી સામાનની તપાસ કરવા માંડી. મારી મૃતમાતાની સુંદર તસ્વીરવાળી પેટી જ માત્ર ગૂમ થતી હતી !

એ તસ્વીર માટે મેં પંદર પંદર વરસ તપ કર્યું હતું. એક મિત્રની પ્રેમની ભેટ લેખે એ હતી. હું હતાશ બની ગયો. હાય ! આજે જ મને પહેલી વખત લાગ્યું કે મારી માતા હવે કોઈ દિવસ મને નહિ મળે. મારી પાસે મારી માની આ એક જ છબી હતી. અને દુનિયા ઉપર પણ એ એક જ છબી હતી. પરંતુ બીજો કોઈ ઉપાય હાથ રહ્યો નહિ. મારા કાકાને મેં એ વાત કરી. તેણે તો માત્ર હસી કાઢયું !

'અલ્યા ! મૂરખા ! જ્યાં જીવનની સલામતી માટે ઇશ્વરનો આભાર માનવાનો છે ત્યાં તું આ પેટી માટે અફસોસ કરે છે ? શિવાજી, પંદર હજાર મરાઠા સવારો સાથે સૂરત તરફ આવતો હોય ત્યારે આવી ચિંતા કરવાનો કોઈને વખત હોય કે અલ્યા ? ભૂલી ગયો તું ? નવા નવા સમાચાર આવતા હતા ને આપણા હાંજાં ગગડી જતાં'તાં તે ? શું સમાચાર આવ્યા હતા તે સંભારને ! કારગરનો રાજા અબ્દુલ્લાખાન મક્કાની જાત્રાથી પાછો વળીને સુરતમાં થોભ્યો એટલામાં તો તેના ઉપર હૂમલો થયો. અને રાજાની સોનાની પાલખી શિવાજીને હાથ આવી ગઈ. આ એ પાલખી ગઈ તે ગઈ! આમાં તારી છબીને કયાં રૂએ છે ?'

જ્યારે સમાચાર આવ્યા કે તાપી ઓળંગી શિવાજી અમારા પર આવે છે ત્યારે તો અમે અને અમારી સાથેના વેપારીઓ ભયથી અધમૂઆ જેવા જ થઈ ગયા. પણ સદ્‌ભાગ્યે તાપી ઓળંગવાનો વિચાર શિવાજીએ પડતો મૂકયો ને સૂરતના હજારો શ્રીમંત વેપારીઓ બચી ગયા !

પછી જ્યારે હું સૂરત પાછો ફર્યો ત્યારે મને માલૂમ પડયું કે મારું સર્વસ્વ લૂંટાઈ ગયું હતું. મારી પેલી કિંમતી પેટીનો પત્તો હતો નહિ. શિવાજીના માણસોને જે હાથ પડયું તે લીધું હશે, એટલે મારી પેટી પણ આડકતરી કે સીધી રીતે શિવાજીની લૂંટમાં ગયેલી હશે. હવે એનો કયાંથી પત્તો લાગે ? એ વિચાર કરતાં મને તમ્મર આવ્યાં. આખે શરીરે પરસેવો છૂટયો. સિંહના મોંમાંથી શિકાર પાછો મળે એ વાત કાંઈ બને ? રોતો રોતો હું તો પથારીમાં પડયો. મને લાગ્યું કે મારી મા આજે જ જાણે મરી ગઈ

હતી !. બીજે દિવસે સવારે હું ઊઠયો ત્યારે મારા કાકાને મેં મારી સામે ઉભેલા જોયા. મેં નિશ્ચય કર્યો હતો કે કાકાને આ સંબંધે હવે કાંઈ કહેવું નહિ. પણ ડોસો એવો વિચક્ષણ હતો કે મારો વિચાર તે એક ઘડીમાં કળી ગયો.

'તારું ધ્યાન પેલી પેટીમાં ચોટયું છે તે હું જાણું છું.' એણે મને કહ્યું: 'પણ શિવાજીની લૂંટમાં જે વસ્તુ ગઈ તે જીવના જોખમે પણ તને પાછી નહિ મળે!'

'કાકા!' મેં જુસ્સાથી કહ્યું: 'એ પેટી હું પાછી લેવાનો!'

'શા રીને? શિવાજીનું નામ તેં સાંભળ્યું છે? *સ્મિથને પૂછી જોયું છે કે શિવાજીના તંબુમાં કેમ જઈ શકાય છે? અને બીજા બે જણાને રાખ્યા'તા ડુંગરી કિલ્લામાં. એમને પૂછ્યું છે શું દંડ દેવો પડ્યા તે? ડૅા. ફ્રાયરને પૂછી જો—કેટલી વીશે સો થાય છે!'

'કાકા! પણ હું તો ગમે તેમ કરીને તે પેટી લાવવાનો.'

મારા કાકાએ કાંઈ જવાબ વાળ્યો નહિ. તે તપી ગયા. આનું ભવિષ્ય સારું નથી એટલું કહી જતા રહ્યા. ઘડીક

* મી. એન્થની સ્મિથને ત્રણ દિવસ સુધી કેદમાં રાખવામાં આવ્યો હતો. ૧૬૬૪માં શિવાજીએ પહેલી લૂંટ કરી ત્યારે બીજા કેદીઓ સાથે સ્મિથ પણ હતો. જ્યારે તેનો જમણો હાથ કાપવાનો હુકમ થયો ત્યારે તેણે હિંદુસ્થાનીમાં બૂમ પાડી કે હાથને બદલે મારું માથું કાપી લ્યો. છેવટે એને બચાવવામાં આવ્યો. પછી શિવાજીએ તેને દૂત તરીકે અંગ્રેજો પાસે મોકલ્યો, પણ પ્રેસીડન્ટ ઓકસન્ડને તેને રોકી પડચો. શિવાજીને વખત ન હતો, એટલે તેણે કાંઇ પગલાં લીધાં નહિ.

અમીને તે પાછા આવ્યા ને મને શાંતિથી સમજાવ્યું: 'જો શિવાજીને અત્યારે અંગ્રેજ સાથે વેર છે માટે આ સાહસ તારે ખેડવું નહિ.'

મારા કાકાએ મને નાનપણથી પોષ્યો હતો. ભલે અત્યારે મારી મૂર્ખાઇ ઉપર એ હસતા હતા, પણ તેમના હૃદયમાં મારા માટે ભારે પ્રેમ હતો. તેમને નિરાશ ન કરવાના હેતુથી, મેં એ વાત ત્યારે સ્વીકારી લીધી, ને કાંઈ ન હોય તેમ કામમાં જોડાયો.

પણ છાની રીતે હું શિવાજીના સમાચાર મેળવતો હતો ને પહેલામાં પહેલી તકે નાસી જવાની તૈયારી કરી રહ્યો હતો.

અંતે એવી તક આવી. રાત્રે સૌ સૂઈ ગયાં હતાં ત્યારે હું બહાર નીકળી પડ્યો. નીકળતી વખતે મેં મારા ગોપાળ નામના વિશ્વાસુ નોકરને સાથે લઈ લીધો. બન્ને ઘોડેસવાર બન્યા ને ઝપાટાબંધ રસ્તો કાપવા લાગ્યા.

માર્ગમાં જે દૃશ્ય મેં જોયું તે ખરેખર અદ્ભુત હતું. મરાઠા લોકો વારંવાર હૂમલા કરતા હતા, છતાં હરિયાળાં ખેતરોમાંથી ખેડૂતો વાંસળી વગાડી વગાડી જંગલને બોલાવતા હતા. વનની શોભાથી જમીન સુંદર બની રહી હતી. અને જ્યાં જૂઓ ત્યાં આંખ ઠારે એવી રમણીયતા ભરી હતી. ચાંદનીમાં હું ને ગોપાળ વાતો કરતા નિરાંતે ચાલ્યા જતા ને ગમે તેના ખેતરમાં હવાની લેં'ર લેતા જરા સૂઈ લેતા. પશ્ચિમઘાટ તો નીલાંબર પહેરીને અમને બોલાવી રહ્યો હતો. અમે એક ગામડે પહોંચ્યા તો ત્યાં સંખ્યાબંધ બેલગાડીઓ જતી દેખાઈ. દરેક બેલગાડી પાછળ રક્ષા કરવા માટે ત્રીસ સવારો હતા. તેમની મોટી મોટી આંખો,

લાંબી મૂછો ને ઘેરવાળાં અંગરખાં એક પ્રકારની શેહ આપતાં હતાં. ગોપાળ ને હું ત્યાંથી નીકળ્યા કે તરત જ હવાલદારે અમને અટકાવ્યા. હવાલદારે અમને અજાણ્યા ગણીને કેદ કરી લીધા. અમારાં હથિયાર ખૂંચવી લીધાં. પૂનામાં મહારાજની રૂબરૂ લઈ જવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો.

હવાલદારને ખબર નહિ હોય કે હું શિવાજીને મળવા માટે જ પૂના જાઉં છું ને જો હવાલદાર જ મને રજૂ કરી દેતો હોય તો મારે એટલી મહેનત ઓછી થઈ. એટલે હું તો એની આ વાતથી ઊલટાનો મનમાં ખુશ થયો. એમ કરતાં અમે જ્યારે પૂના પહોંચ્યા ત્યારે તો ઘણા ચોકીદારો મને કેદી કરતાં મિત્ર જેવો જ લેખતા થઈ ગયા. રાયગઢના કિલ્લા ઉપર આવી હવાલદારે મને ત્યાંના કિલ્લેદારના હાથમાં સોંપ્યો. કિલ્લેદાર બહુ ભલો આદમી હતો. તેણે મને પૂછ્યું, શા માટે સૂરત છોડી તમે આ બાજુ મુસાફરી કરી રહ્યા છો ?' 'હું શિવાજી મહારાજને મળવા માગું છું.' બસ ત્યાર પછી ત્રણ ચાર દિવસ મેં ખાધું પીધું ને મજા કરી. કિલ્લામાં આશરે બે હજાર મરાઠા હતા. અને તે સદા જાગ્રત રહેતા હતા. રાયગઢનો કિલ્લો એવા અભેદ્ય સ્થળ પર છે, કે દુશ્મનનો હલ્લો ત્યાં ભાગ્યે જ ફાવી શકે. રાયગઢના કિલ્લા વિષે મેં એક વાત અહીં સાંભળી. જ્યારે કિલ્લો તૈયાર થઈ ગયો ત્યારે મહારાજે પડો વગડાવી જાહેર કર્યું કે જે કોઈ દરવાજા સિવાય બીજે માર્ગેથી પ્રવેશ કરીને કિલ્લા ઉપર ધ્વજા ચડાવી આવશે તો મહારાજ એને સોનાનું કડું ને ૫૦૦ સિક્કા પારિતોષિક આપશે. એક સામાન્ય માણસે એ કરી બતાવ્યું ને મહારાજે એને ઈનામ આપ્યું. આવી

રીતે શિવાજી મહારાજ કિલ્લામાં કોઈ પણ ગુપ્ત માર્ગ અંદર પ્રવેશનો રહી ન જાય એની તપાસ રાખતા! ચોથે દિવસે સવારમાં એક દૂતે આવી મને મહારાજ પાસે લઈ જવાનું કહ્યું. ત્યારે મારી કલ્પનામાં શિવાજીની જે ભીષણ મૂર્તિ આવી તેનાથી ઘડીભર હું તો તેની પાસે જવાનો વિચાર આવતાં કંપી ઊઠ્યો! સારા સૂરતમાં અફઝલખાન ને શિવાજીનો પ્રસંગ ચર્ચાયો હતો. જાવલીના સરદાર ચંદ્રરાવ મોરેને જડમૂળથી ઉખેડી નાખનાર શિવાજીની ધાક આખા ઉત્તર-હિન્દુસ્તાનમાં બેસી ગઈ હતી. સ્મિથે છ વર્ષ પહેલાં જ શિવાજીની ભેટ લીધી હતી, ને તેની આકૃતિ વિષે, સ્વભાવ વિષે, એટલી એટલી વાતો પુનઃ પુનઃ ચર્ચાઈ હતી કે અત્યારે મને ભારે ધાક લાગી. મને એમ થઈ આવ્યું કે ચોક્કસ જ એ માણસ તલવારથી મારો શિરચ્છેદ કરી નાખશે! પણ હવે એ બધા વિચારો નકામા હતા. હું હિંમતભેર દૂતની સાથે ચાલ્યો!

છેટેથી મેં જોયું તો એક સાદા ઓટલા ઉપર તદ્દન સાદી ચટાઈ પાથરી તેના ઉપર મહારાજ બેઠા હતા. પાસે એક કૂવો હતો, ત્યાં કેટલીક પનિહારીઓ પાણી ભરવા આવી હતી: તેમની કેડેથી ઊતરી ઊતરી ઓટલા પાસે શિવાજી મહારાજ સામે કેટલાંક છોકરાં ઊભાં હતાં! મહા-રાજ તેમની સાથે સરળ ભાવથી વાતો કરતા હતા. અને હસીહસીને છોકરાંને પાસે બોલાવી તેમના હાથમાં ફળફૂલ આપતા હતા!...પણ જ્યારે મેં જોયું કે તેની પાસે કોઈ અંગરક્ષક નથી ત્યારે તો મારા મનમાં મેં એક ગાંઠ બાંધી લીધી કે આ માણસમાં બીજું ગમે તે હોય પણ જરૂર

વિનાના વિશ્વાસઘાતનું તો એક બુંદ સરખું પણ એનામાં નથી! શિવાજી મહારાજ પનિહારીઓમાંથી પણ ઘણી સાથે વાત કરતા હતા. અને તેમની નાની નાની દુઃખની વાતો પણ તેના હિસાબમાં છે એવું જોતાં મને ખાત્રી થઈ ચૂકી કે હું જેની સામે ઊભો છું તે સૂરતનો લૂંટનાર શિવાજી નથી પણ ગુરુ રામદાસનો આદર્શ શિષ્ય શિવાજી છે! મારી બધી ભીષણ કલ્પના—અને સ્મીથે આપેલું વર્ણન ચાલ્યાં ગયાં.* હું મારું કામ પણ ભૂલી ગયો. મને લાગ્યું કે જેનો પ્રતાપ આટલો ગાજે છે તેના હૃદયમાં તો દયાનાં સરોવર ભર્યાં છે! પ્રજામાં પ્રાણ પૂરનાર આ પુરુષને જોતાં મને પહેલી જ વખત લાગ્યું કે ખરેખર આજે મેં એક મહાન પુરુષ જોયો છે. પરંતુ તે દિવસે મારે મહારાજનાં દર્શન જ થયાં: મૂલાકાત ન થઈ શકી. કારણ કે મહારાજને કામ હોવાથી તે થોડીવારમાં જ બીજે જતા રહ્યા. હું ઘેર આવ્યો. પણ એક વખત શિવાજી મહારાજને જોયા પછી જ ચેન પડે એવી એની મોહિની લાગી.

બીજે દિવસે સાંજના વખતે મને તેડવા માટે એક દૂત આવ્યો. હું કિલ્લામાં ગયો. આજે સૂરતના લૂંટના માલનું પ્રદર્શન ભરાયું હતું. ખૂબ ચોકસાઈથી બધો માલ ગોઠવવામાં આવ્યો હતો. મોટા મોટા ઈરાની ગલીચા પર સોનારૂપાના વાસણમાં મોતીની માળાઓ, મોટા મોટા પાણીદાર હીરા, માણેક, પોખરાજ ને નીલમ પડયાં હતાં; અમદાવાદી કિનખાબ ઉપર ઊંચા પ્રકારનું ભરતકામ કરેલા એવાં બહુમૂલ્ય વસ્ત્રો પણ રાખ્યાં હતાં; પાટણનાં પટોળાં,

* શિવાજીની એક છબી Orme–ની આપેલી છે

*ઢાકાની મલમલમલના તાકા, બનારસી વાસણો, ને દિલ્હી આગ્રાના હુક્કા—એવી અનેકવિધ બહુ મૂલ્યવાન વસ્તુઓ ત્યાં હતી. પણ મારી નજર તો ત્યાં હતી કે જ્યાં મારી પેલી પેટી પડી હતી! બસ એ જ પેટી અને એ જ તસ્વીર: કેટલી પાસે પડી હતી અને છતાં કેટલી દૂર હતી! આજે લોકોની ધમાલ હતી. સૌ જોઈ જોઈને નવાઈ પામતા હતા. પાસે એક ગાલીચા પર મહારાજ શિવાજી બેઠા હતા, તેણે લાલ કસુંબલ પાઘડી બાંધી હતી અને તેના પર જડાઉ શિરપેચ શોભી રહ્યો હતો. તે દિવસે તો મહારાજ શિવાજીને દૂરથી જોયા હતા, આજે છેક પાસેથી નિહાળ્યા. રજપૂતના જેવા એના મોં પર સૂડાના જેવું કાંઈક વાંકુ નાક એને જુદું જ રૂપ આપી રહ્યું હતું. શિવાજી કાંઈક ઠીંગણો હતો, પણ ઘાટ બહુ સપ્રમાણ હતો. સૌથી વધારે મહત્ત્વની તો એની આંખો હતી: એમાંથી તેજની ધાર છૂટતી હતી. મોરોપંત પિંગલે અને તાનાજી માલસુરે ત્યાં પાસે જ ઊભા હતા. ગાદીની પાછળ થોડે દૂર બે ભાલેદાર ઊભા હતા. મને જોઈને મહારાજે તરત સવાલ કર્યો: 'ફિરંગીલોક! કેમ આવ્યો છે?' મેં વિનયથી જવાબ વાળ્યો: 'આપના દર્શનની અભિલાષા હતી. તેમ જ મારી એક પેટી સૂરતથી મેળવેલી લૂંટમાં છે. પેટીમાં કાંઈ કિંમતી ચીજ નથી. પણ મને એ બહુ જ પ્યારી છે. તેમાં મારી માની એક તસ્વીર છે. આપ એને પાછી આપવાની કૃપા કરો.'

* જે દિવસે શિવાજીએ સૂરત લૂંટ્યું તે જ દિવસે દિલ્હીનો એક વેપારી ઢાકાની મલમલના તાકાનાં ગાડાં ભરી સૂરતમાં આવેલો હતો. તે પણ ઝપટમાં આવી ગયાનો ઐતિહાસિક ઉલ્લેખ છે.

થોડીવાર રહીને મહારાજે જવાબ વાળ્યો : ‘ એનું મૂલ્ય રાજકોષમાં આપીને લઈ જાઓ. ’

પણ હું તો ખિસ્સાંખાલી હતો. મારા અને ગોપાળના ઘોડા પણ રાજની જ મિલ્કત લેખાતા હતા. મેં કહ્યું: ‘ અમારા મહાન્ કવિ શેક્સપિયરે કહ્યું છે કે રાજપદ સિંહાસનમાં નથી, મનમાં છે. ’ પણ આ વાક્યની મહારાજ ઉપર કાંઈ અસર થઈ નહિ : તેમણે મોં મલકાવ્યું ને જવાબ વાળ્યો : ‘ ફિરંગીલોક ! તમારી વાત સાચી છે. પણ સૂરતની લૂંટ હવે તો પ્રજાની થઈ ચૂકી, એમાંથી હું હવે કેમ કાંઈ ખર્ચી શકું ? ’

આ વાર્તાલાપ થયા પછી ત્રણ ચાર દિવસમાં રાયગઢ છોડવાનો મને હુકમ મળ્યો.

હું જે દિવસ રાયગઢ છોડવાના નિશ્ચય પર આવ્યો તે પહેલાં એક દિવસ અગાઉ કિલ્લાના પહાડી સ્થાન ઉપર આથમતી સંધ્યા જોતો બેઠો હતો. ઇંગ્લાંડનાં ધુમ્મસથી વીંટાયેલો દરિયાકિનારો મારી નજર આગળ તરતો હતો. પાંચ હજાર ગાઉ દૂરથી—મારું પેલું ખૂણેખાંચરે પડેલું મકાન આજે નજર આગર તરતું હતું ! રાયગઢની ટેકરીઓમાં અંધકાર ફેલાવો શરૂ થયો હતો : મારી નજર દૂર દૂરનો ભાગ મૂકી પાસેનાં સ્થાન જોવા મંડી. મારી સામેના રસ્તા પર એક સાદો મરાઠો સિપાઈ ધીમે પગલે ચાલ્યો જતો હતો.

થોડે દૂર એ ચાલ્યો ન ચાલ્યો ત્યાં ત્રણ જણા પાસેની ઝાડીમાંથી નીકળી એને વીંટી વળ્યા. ત્રણે જણાના હાથમાં ઉઘાડી તરવારો હતી. વીજળીના ઝબકારા

જેમ મરાઠા સિપાઈની તલવાર નીકળી, ને થોડી વારમાં હવામાં સરરરાટ થવા મંડયો : તલવારો ભટકવા લાગી : અને હવામાં એક જ અવાજ થઈ રહ્યો. હું તો હતો ત્યાં સ્તબ્ધ બની ગયો. પણ એ અસર તો તરત ગઈ, ને હું હતો ત્યાંથી વીજળી વેગે તેઓના તરફ દોડયો. પણ મારી પાસે હથિયારમાં માત્ર એક લાકડી હતી ! બરાબર ફેરવીને મેં એકના માથામાં એવા જોરથી તો ઘા કર્યો કે તે ગોદ-ણીઆભેર નીચે પડી ગયો. એ જોઇને બીજો તરત મારા તરફ ફર્યો. તેણે તરવારનો મારા પડખામાં ઘા કર્યો. પણ મારા ઓવરકોટમાં અફળાઈ તે અંદર પેસી રહી. ફરી તરવાર ખેંચે તે પહેલાં મેં તેને એક પથ્થર પર જ પટ-કાવી માર્યો ને છાતી પર ચડી બેઠો. મારી સામે હવે બે જણા લડી રહ્યા હતા. મરાઠા સિપાઇએ પેલાને એક જ ઘાથી ઉડાવી દીધો. પણ એ જ વખતે મારી નીચે પડેલો આદમી–હું જરાક ઊભો થયો કે તરત જ નાસી છૂટયો ને ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો.

' ફિરંગી બહાદુર !'

પણ એ શબ્દ સાંભળતાં જ હું આશ્ચર્ય પામ્યો : હું પાસે આવ્યો : ' કોણ ? અલ્લા...'

અને મારા શબ્દો મોંમાં જ રહ્યા. મહારાષ્ટ્રનો સ્વામી શિવાજી મહારાજ પોતે જ એક સાદામાં સાદા મરાઠા સિપા-ઈના વેષમાં મારી સામે ઉભેલા હતા મેં એકદમ વાક્ય ફેરવ્યું : ' મહા...

' ફિરંગીબહાદુર !' શિવાજી મહારાજ બોલતા હતા,– ' આજે તેં મહારાષ્ટ્રની લાજ રાખી છે. ને મારો પ્રાણ

બચાવ્યો છે : અને પ્રાણથી વહાલો યશ સાચવ્યો છે. બોલ હું તને શું આપું ?'

હું બોલું તે પહેલાં તો મરાઠા સિપાઈઓ ચારેપાસથી દોડતા આવતા હતા. તેમાંના કેટલાકના મોં પર મૃત્યુ જેવી ફિક્કાશ હતી. દગાનું નામ સાંભળીને અમંગળની કલ્પનાથી તેઓ વ્યગ્ર બન્યા હતા. થોડીવારમાં બન્ને લાસ ઉપડી ગઈ.

બીજે દિવસે સવારે ભરસભામાં મારી પ્રશંસા કરીને મહારાજ શિવાજીએ કહ્યું: 'ફિરંગીબહાદુર ! તારે જે જોઇએ તે માગી લે !'

અને મારા મનમાં શું હતું ? મારી માની તસ્વીર અને પેલી પેટી.

એ જ વખતે ડૉ. બાહટન યાદ આવ્યો. મારી માનો સાચા તસ્વીરમાં ઈંગ્લાંડની ભૂમિને કિનારે કિનારે ફરતા ખલાસીઓ યાદ આવ્યા : એમના માટે હું કાંઈક કરું એ પ્રેરણા વ્યાપી ગઈ. મેં કહ્યું 'મહારાજ ! મારા જાતભાઈઓને આપના રાજ્યમાં વેપાર કરવાની છૂટ આપો !'

મહારાજના મોં પર આછું સ્મિત ફરક્યું : 'બહાદૂર પુરુષ ! થોડા દિવસ પહેલાં તો તેં તારી પેટી માંગી હતી !'

'જી મહારાજ ! મારા ભાઇઓનું હિત કર્યું છે એ યાદી જ મને મારી માની તસ્વીર કરતાં પણ વધારે વહાલી લાગે છે !'

શિવાજી મહારાજે પેલી પેટી અને બીજી પણ મૂલ્યવાન વસ્તુઓ આપવા હૂકમ કર્યો, જેમાં એક સુંદર મોતીનો હાર પણ હતો. હજી એ હાર જોઉં છું ત્યારે વીર શિવાજીની તેજભરી મૂર્તિ ખડી થાય છે. *

* અંગ્રેજી લખાણોને આધારે.

## ખરેલાં બે પાન

[ ૧ ]

**એની** ખુશાલીનો પાર ન હતો, મુશ્કેલીમાંથી છૂટ્યાની એની આનંદી મનોવૃત્તિ એના હાથનાં ટેરવાં ઉપર રમી રહી હતી. કોઈને ખબર ન પડે—પોતાને પણ ખબર ન પડે તેમ, એ પોતાની આંગળીઓ વડે, એકાદ અરધું વીસરી જવાયેલું ગીત ગાઈ રહ્યો હતો.

જુવાન ગોપાળ, ગામડાંની ધૂળથી ભરેલી શેરીમાં, હેતુ વિનાની રસળતી ચાંદનીમાં, પોતાના ઘર તરફ ઝપાટા બંધ પાછો ફરી રહ્યો હતો.

ઝડપભેરની એની ચાલમાં કામના ઉત્સાહ કરતાં બોજમાંથી મુક્તિ મેળવ્યાનો આનંદ હતો.

પોતાનાં ફળીમાં નીકળેલા સાપને સાંણસાથી પકડીને એ ગામને પાદર મૂકવા ગયો હતો. ગામને પાદરે ઢેઢવાડાની લગભગ આવતાં, સાપને મૂકી દઈને એ પાછો દોડ્યો આવ્યો હતો.

એને ખાત્રી હતી કે એણે સાપને ફળીમાંથી બહાર કાઢ્યો છે. એનું ફળી સહીસલામત હતું.

ગામને ખાત્રી હતી કે સાપને ગોપાળ બહાર મૂકી આવ્યો છે, આમ સહીસલામત હતું.

બીજે દિવસે સવારે ઢેઢવાડા પાસે બોર બોર જેવડાં આંસુ પાડીને રોતી પુનીને જોઇને, ગોપાળ જરાક થોભી ગયો.

'પુની! શું થયું?'

'ઢેડું ઉપર ઉપરવાળો રૂઠયો છે, બા! પંદર દી પે'લાં આવડી ગઈ. આજ આ ભેંશ.'

પુનીની મરી ગયેલી ભેંશ, ફળીમાં ચારે પગ લાંબા કરીને પડી હતી.

'શું થયું ભેંશને?'

'માડી! જીવતી ડાઢ લાગે છે!'

'જીવતી ડાઢ! હેં!—'

ગોપાળના બોલેલા 'અરર!' શબ્દનો રણકો પુનીને કાને પડયો ન પડયો અને તે પોતાની લાકડીને ધીમેથી ઉપાડીને ખભે મૂકી, 'અરે હો હો!' કહી ગાયને હંકારતો એ ત્યાંથી ચાલ્યો ગયો.

*

મૂએલી ભેંશ ને જીવતે મરેલી ઢેઢી ઉપર સૂર્યનાં કિરણો સુવર્ણ અભિષેક કરવા ઊતર્યાં.

[ ૨ ]

'અરે, જા રે સાલ્લા, તું જ ચોર છે. તેં જ વાટકી લીધી છે!'

વહીવટદાર સાહેબ મંગલપ્રસાદનાં પત્ની અ. સૌ. સુશીલા કુમારી, પોતાના કામ કરનારને ધમકાવી રહ્યાં હતાં. કાલ સાંજ સુધી દેખા દેતી, જર્મન સિલ્વરની, કન્યાશાળામાંથી

ઇનામ મળેલી વાટકી, આજે સવારે ન દેખતાં, એમણે કામ કરનાર ભોથાજીને ઉધડો લીધો : ' સાલ્લા ! તું જ ચોર છો !'

ભોથાજી ચોર હોય કે ન હોય એ સવાલ જુદો હતો. પણ તે કોઈ રીતે અ. સૌ. સુશીલાકુમારીનો સાળો થવા ખુશી ન હતો. પણ એની ખુશી હોય કે ન હોય છતાં એને દિવસમાં પાંચ પંદર વખત મંગલપ્રસાદનો સાળો થતો સુશીલાકુમારીએ જોયો હતો. અને એ ભાષા સંસ્કારી ન હોય તો મોટા અમલદારો ન વાપરે, એટલે સુશીલાકુમારી પણ ઘણી વખત એ વાપરતાં.

પરંતુ એટલામાં મંગલપ્રસાદ પોતે જ આવ્યા.

' મેં તમને પાંચસે વખત વાર્યાં કે મારા ઘરમાં અજાણ્યું માણસ નહિ. . . '

અંગ્રેજો ને સુધારાવાળાઓ જખ મારે છે. હજી સુધી તો હિંદુ સ્ત્રી હરેક બોલમાં ' મારું ઘર ' કહીને કેટલાય પતિરાજોને ઊભા ઊભા જ ધ્રૂજાવે છે. અને એના એ સ્થાપિત હક્ક વિષે કોઈ કોર્ટે કાંઇ ફેંસલો આપ્યો હોય એવું યાદ નથી. માલ ખજાના ભલે પુરુષના રહ્યા; ઘર તો હજી સ્ત્રીનું છે.

' પણ છે શું ? '

' પણ છે શું ?—તમને તે ઘરની શી ગતાગમ પડે—હું તમને સાફ કહું છું—મારા ઘરમાં અજાણ્યો માણસ નહિ. '

' શું કાંઈ થયું છે ?—આજ તો મારે જરાક વહેલું જવું પડે તેમ છે—'

' શું થયું છે ?—બોલ્યા ! આ તમારો ભોથાજી જર્મન સિલ્વરની વાટકી ચોરી ગયો. '

સામે ભોથાજી હાથ જોડીને ઊભો હતો : 'બા, મેં નથી લીધી !'

'નથી લીધી સાલ્લા ?'

મંગલપ્રસાદે લાકડી ઉપાડી તેના તરફ ઉગામી :

'વાટકી ચોરે છે ? સાલ્લા !'

'પણ શા'બ . . . . .'

ખડકી ઉઘાડીને, માથે વેકૂરિયા ગોળનું માટલું, ખભે ઓળાની પોટલી, હાથમાં શેરડીના સાંઠા, એવા વેશે એક કણબીએ પ્રવેશ કર્યો.

'મંગળ પરસાત ભા નું ઘર આ ?'

'કેમ ?'

'આ આ રીબડિયા નથુ પટલ—'

'તું કોણ ?'

'હું નથુ પટલનો વશટેરો છોકરો. મારો મોટો ભાઈ પોર મરી ગ્યો. ઈના નામના પડાની તકરાર સારુ તમારી પાંહે આવ્યો'તો.'

'હા, હા, મૂકી જા, ત્યાં દફતરે આવજે.'

પટેલ ઓશરીમાં બધું મૂકીને ચાલતો થયો.

એણે બહાર પગ દીધો નહિ હોય ત્યાં મંગળપ્રસાદનાં વહુ બોલ્યાં :

'સાળો, ઢોર જેવો જ છેનાં ? આંહી ઓશરીમાં મૂકી જવાય ?—એલા મૂકી દે ઘરમાં—'

ભોથાજી સઘળું ઘરમાં મૂકવા માંડ્યા. એ કામ પતાવીને આવ્યો કે તરત મંગળપ્રસાદની અદ્ધર ઉપડેલી લાકડી પાછી એની સામે તાકી રહી :

'સાલ્લા! ક્યાં છે વાટકી? ચોર! બોલે છે કે દઉં?'

ભોથાજી હાથ જોડી રહ્યો: 'કાલ આવી ગઈ હશે ભૂલમાં—સા'બ તો—'

'ભૂલમાં હેં?' સુશીલાકુમારીએ ખાસ્સો તમાચો ચોડી કાઢ્યો. એના અવાજથી ફળીમાં અજીઠાના તપેલા ઉપર, હર્ષોન્માદમાં કુદાકૂદ કરી રહેલો કાગડો, વધારે પડતી હોશિયારી બતાવવા ઉતાવળો, કો કો કરતો ઊડ્યો—જાણે એ 'કો કો'માં, મોટો ભણેલો ચોર, નાના અણઘડ ચોરને ધમકાવે છે, એની મશ્કરી કરતો હોય!

પણ મશ્કરી હોય કે ન હોય, એના ઉતાવળા વેગને લીધે, અજીઠાનું તપેલું ઊંધું વળ્યું. અને એમાંથી, પોતાના દિલનો ચળકાટ દેખાડતી, જર્મન સિલ્વરની, હમેશાં ભગવાનનો સાકરનો પ્રસાદ સાચવતી, પેલી નાનકડી વાટકી બહાર કૂદી પડી.

'સાલ્લો? અજીઠામાં વાટકી સંતાડે છે! જા હવે, તારી માને ઉટકી નાખ! પ્રસાદ એમાં ધરાય છે, ભાન નથી?' સુશીલાકુમારીનું ધ્યાન એ તરફ ખેંચાતાં એ બોલી ઊઠ્યા અને ભોથાજીને બીજો તમાચો પડતો રહી ગયો.

'બા! આજે અમારે કન્યાશાળામાં ગરબાપાર્ટી છે, રકેબી વહેંચવાના છે—' એમ કોકિલકંઠે બોલતી પોતાની પુત્રી સરલાને જોવા સુશીલાએ પાછું ફરીને જોયું, એટલામાં ભોથાજી ત્યાંથી સરી જઈને પેલી વાટકી ઉપાડીને એને ગુપચુપ ઘસવા માંડ્યો.

# પુરુષ અને સ્ત્રી

## [ એક અનંત ચર્ચા ]

'ટી ટેબલ' એ આ જમાનામાં ધીમે ધીમે વધારે ને વધારે મહત્ત્વ મેળવતું જાય છે. એના આકાર અને સજાવટ વિષે હજી કોઈએ જોઈએ તેટલો વિચાર કર્યો નથી; પણ નાતવરાને બદલે જેમ પાર્ટીનું મહત્ત્વ વધતું જાય છે અને નાતવરાનો ખોટો ખરચો રદ કરવાની જહેમત ઉઠાવનારા 'પાર્ટી'ના એવા જ ખરચામાં સામાજિક નવવિધાન જુએ છે, તેમ ધીમે ધીમે આપણે ઘરઆંગણે 'ટી ટેબલ' પોતાનું અનોખું સ્થાન લેશે એમાં શંકા નથી. દરમ્યાન હવામાં ઊડતા રસિક પ્રશ્નોની ચર્ચા માટે ઘણાખરા ઘરોમાં તો એ ફેશનરૂપ થઈ ગયું છે. ખાસ કરીને સવારની ચા લીધા પછી—ને છાપામાં પડેલું મોં નાખતાં એ સ્થળ ઠીક ઠીક ચર્ચા જગાડે છે.

દેસાઈ મંજુલાલ ને શિવલક્ષ્મી એ બન્ને સવારમાં 'ટી ટેબલ' ઉપર બેસે ત્યારે ઘણુંખરું હવામાં ઊડતા એક બે પ્રશ્ન ઉપર રસિક ચર્ચા થાય: અને નવ દશની ચા આવ્યા પછી નાહવા જાય ત્યાં સુધી એ ચર્ચાને અનેક દૃષ્ટિબિંદુઓથી છણે. જૂના જમાનામાં જેટલી રસિકતાથી વૃદ્ધો ઓશરીમાં

બેસીને શાક સમારતા, લગભગ તેટલી જ રસિકતાથી હવે આપણે ચાનું શાસ્ત્ર જમાવતા જઈએ છીએ : અને એમાં ચર્ચાની જરૂરિયાત પણ લાગે છે. આજે મુખ્ય પ્રશ્ન 'સમાજવાદ'નો હતો. પણ ડુંગર ઉપરથી દોડતું એક ઝરણું આગળ જતાં જેમ અનેક માર્ગે ફંટાઈ જાય છે તેમ 'સમાજવાદ'માંથી 'વ્યક્તિવાદ'માં ત્યાંથી 'ફ્રોઇડ'માં અને વ્યક્તિવિકાસમાં ચર્ચા આવી પહોંચી.

શિવલક્ષ્મીએ પોતાનો પક્ષ રજૂ કર્યો : 'સ્ત્રી વિના પુરુષનું અસ્તિત્વ નથી માટે...'

મંજુલાલે ચર્ચા આગળ ચાલતી અટકાવી : 'આ તમારું વિધાન અમે કબૂલ કરતા નથી. સ્ત્રી વિના પુરુષનું અસ્તિત્વ જો નથી, તો પુરુષ વિના સ્ત્રી ક્યાંથી આવી ? એમાં પહેલું કોણ એ કોઈ કહી શકતું નથી. જ્યારે એવું બને કે પુરુષ વિના સ્ત્રીને બાળક આવે,—'

શિવલક્ષ્મીએ હાર કબૂલી : 'ચાલો, એમ તો એમ. પણ ધારો કે સ્ત્રી ન હોય તો શું થાય ?'

'શું થાય ? સઘળા પુરુષો લૉજમાં ખાવા જાય. બીજું શું થાય ? પણ પુરુષો ન હોય તો શું થાય એ તમને ખબર છે ?'

'કેમ વળી શું થાય ? સ્ત્રીઓ નવરી પડે, એટલે તરત ગરબા ગાય, બીજું શું થાય ?'

'મારું પણ એજ કહેવાનું છે.' મંજુલાલે કહ્યું, 'પુરુષો લૉજમાં ખાવા જાય—ને સ્ત્રીઓ ગરબા ગાય—એ બન્ને એકબીજાની ગેરહાજરીમાં થતી ક્રિયા, એમ બતાવે છે કે પુરુષો જે છે તેમાંથી રચનાત્મક કામ કરે છે; સ્ત્રીઓ

જે નથી એના વિષે કવિતા ગાય છે!'

'ના, એનો અર્થ એમ છે કે પુરુષ વધારે ખાઉધરો છે: અને સ્ત્રી વધારે રસમય છે.'

'ના, એનો અર્થ એમ છે કે પુરુષ જરૂરિયાત સમજે છે: સ્ત્રીઓ જરૂરિયાત વધારે છે.'

'તમારું એ વિધાન અમને માન્ય નથી. અમે તો એમ કહીએ કે પુરુષ લોજમાં જાય એ એમ દર્શાવે છે કે પુરુષ સુરુચિ વિના માત્ર પેટ ભરી જાણે છે.'

'અને સ્ત્રીઓ માત્ર સુરુચિ કેળવે છે એમ? આ તમારું દૃષ્ટિબિંદુ ખોટું છે. કારણ કે પુરુષ કરતાં સ્ત્રીઓ ઘણું વધારે ખાય છે, એ પ્રસિદ્ધ વાત છે.'

'પુરુષો નારી વિષે લખે છે ત્યારે ઘણું ખરું અ-નારી વિષે લખે છે. પુરુષે સરજેલા સ્ત્રી-પાત્રની ચર્ચા જો કોઈ સ્ત્રી કરે તો તેમાં બટાટાને બદલે ટમાટા બાફ્યા છે એ ભૂત નજરે ચડે!'

'જોયું?—તમારી ઉપમા પણ રસોડામાંથી જ આવી!'

'અને તમારી પણ ઑફિસમાંથી જ આવે છે નાં? રસોડા અને ઑફિસને મુકાબલે પાછલી ક્રિયામાં વધારે ગુલામી છે.'

'અને છતાં—તમારા મોટા વર્ગને હવે એ વાતનો મોહ થયો છે!'

'એ તો તમને ગુલામીમાંથી છોડાવવા—જો કોઈ રીતે તમે તમારું મૂળ કામ—રસોડાનું હાથ ધરો તો!'

'પુરુષો રસોડું કરશે તો સ્ત્રીઓ શું કરશે?'

'અત્યારે પુરુષો કરે છે તે. ખાઈને ઑફિસમાં જશે!'

'અને ઑફિસમાં જશે ત્યારે કોઈના અંબોડામાંથી ફૂલ પડી જશે, તો કોઈની બંગડી સરી જશે. કોઈ પટાવાળાને ખીજશે ત્યાં હસી જવાશે : ને પટાવાળો હસશે ત્યાં ખિજાઈ જવાશે. તમારા જેવી એકાદ સ્ત્રીને ઑફિસમાં નીમી હોય—મને સ્ત્રીઓ જોઈને ઘણી વખત પતંગિયાં સાંભરે છે, કેટલાં સુંદર : મોહક : પણ કોઈ વાતમાં સ્થિર નહિ; પછી તે વાત પૂરી તળવાની હોય કે ભાષણ કરવાની હોય.'

'અને અમને પુરુષો ભ્રમર જેવા લાગે છે : કઢંગા : ધમાલિયા : કોઈ વસ્તુનું સાચું સૌંદર્ય જાણવા માટે જોઈતી શાંતિ વિનાના.'

આ અનંત ચર્ચા કોણ જાણે કયારે પૂરી થાત, પરંતુ એટલામાં સર્વવાદનો અંત લાવનાર રોટી દેખાઈ. ચા લઈ આવતા નરભોજી—પુરુષ કે સ્ત્રી એમાંથી એકમાં ન હતા, એટલે એના ઉપર કોઈને પ્રીતિ કે ઘૃણા ન હતી. એ તો ખરી રીતે ચાનું વાસણ હતા. અને નરભોજી પોતે તો સ્ત્રીપુરુષની ચર્ચામાં કાંઈ સમજતા નહિ, એને ત્યાં એવી ચર્ચા ન હતી. કારણ કે બન્ને કામે જાય તો જ બન્ને ખાય તેમ હતું. એના પડોશમાં કયાંક સ્ત્રી જોરાવર હતી : તો કયાંક પુરુષ સર્વસત્તાધીશ થઈ ને ફરતો. પણ બધી જગ્યાએ એને ખબર હતી કે હટાણું કરવા સ્ત્રીપુરુષો સાથે જતાં. મજૂરીએ સાથે જતાં. કામવા સાથે જતાં. એટલે એના મનને એમ કે જ્યાં જ્યાં 'ટી ટેબલ' હશે ત્યાં ત્યાં સ્ત્રીપુરુષ હશે. એ પોતાને સ્ત્રી પણ ન માનતો, પુરુષ પણ ન માનતો. કેવળ નોકર માનતો. પણ આંહીં ચાની હાજરીને લીધે નવાં શસ્ત્રો ઉપાડવાની તૈયારી થઈ. પરંતુ એટલામાં 'હલ્લો!

સાહેબજી !' કરતા પ્રોફેસર નવીનચંદ્ર દેખાયા, એટલે ઘડીભર સૌ આવકારની ક્રિયામાં પડી ગયાં.

'કેમ શું ચાલે છે ?'

'આ એસ્તો. તમારી જાતને પુરુષ-લેખકોએ શ્રેષ્ઠ ઠરાવી છે તેની ચર્ચા.' શિવલક્ષ્મીએ કહ્યું.

'ત્યારે આપણે એમ કરીએ તો. સમન્વય કરીએ. અમુક પ્રદેશની જગ્યાઓ તમારા માટે અનામત રાખીએ, એમાં પુરુષનો પ્રવેશ નહિ.'

'ઉદાહરણ તરીકે ?'

'રસોડાપ્રદેશ એ તો તમારો જ. એમાં અમે માથું ન મારીએ.'

'હાં-બોલ્યા ! રસોડાપ્રદેશ !' શિવલક્ષ્મીએ જરાક લટકું કરીને જવાબ વાળ્યો, 'રસોડાપ્રદેશ તો અમારે પાછો તમારા માથામાં મારવો જ છે. અને રસોડાપ્રદેશમાં તો માથું મારવા આવો તો તમે શું કરી શકો તેમ છો ? ભાતમાં મીઠું પડે ને દૂધની કઢી થાય !' શિવલક્ષ્મીએ જરાક મિજાજ પણ ગુમાવ્યો હતો.

આવી ચર્ચામાં સમજ નહિ પડવાથી નરભોજી ચા મૂકીને આઘો ખસી ગયો હતો. એની બૈરીએ કહ્યું હતું, કે હું બગીચામાંથી અરધું ખડ વાઢીશ, પછી વખતે છોકરો રડશે એટલે ઘેર જઈશ. તારે વખત મળે તો તું અરધું વાઢી રાખજે. હું પછી આવીને ભારી લઈ જઈશ. આજે આ રસિક ચર્ચા બંધ નહિ થાય એમ ધારી નરભોજી આઘો-પાછો થઈ ગયો. ચર્ચા આગળ ચાલી–દરેક ચર્ચામાં બને છે તેમ, વધારે વેગમાં ને તેથી વધારે ખોટી રીતે.

પ્રોફેસર બોલ્યા: 'ઠીક સારું', ચાલો. અમે રસોડા-પ્રદેશ રાખીએ છીએ, તમે શું રાખો છો ?'

'ખાણાપ્રદેશ,' શિવલક્ષ્મી હસી પડયાં, એમને ટેવ પડી ગઈ હતી—અને એ પોતે માનતાં પણ હતાં કે ઘણીખરી સ્ત્રીઓનો એ ઉદ્ધાર કરી રહ્યાં છે, એટલે આવી ચર્ચામાં પણ સ્ત્રીઓ જીતે તો એ વધારે ચા પીતાં.

'સારું.' પ્રોફેસરે શાંતિથી કહ્યું 'હવે ખાવાનું શી રીતે મેળવવું ?'

'કેમ વળી ? કામીને.'

'કામવા કોણ જાશે ?'

'કેમ વળી ? પુરુષો—અને સ્ત્રીઓ બન્ને.'

'બન્ને કાં ?'

'હાસ્તો.'

'ત્યારે હવે હું એક પ્રશ્ન પૂછું છું. જનતાના ઘણા મોટા ભાગને તો કામ ને કમાણી વહેંચવા જ પડયાં છે. તે વિના આર્થિક દૃષ્ટિએ જીવી શકાય તેમ જ નથી. નથી વહેંચ્યાં માત્ર તમારા જેવા સુખી વર્ગે—અથવા વધારે યોગ્ય શબ્દ વાપરીએ તો આળસુ વર્ગે. તમે તમારી જાતને આળસુને બદલે બુદ્ધિશાળી ગણો તો પણ મને વાંધો નથી, કારણકે ખરી રીતે આપણે જે નવરા હોય તેને જ બુદ્ધિશાળી માનીએ છીએ. પણ મારો પ્રશ્ન આ છે: તમને એમ નથી લાગતું કે કાંઈ પણ કામ નહિ હોવાથી જ આ પ્રશ્નો–સ્ત્રીપુરુષના કામ વિષેના—સ્ત્રી રસોડું કરે, ઑફિસે જાય-એ ઉત્પન્ન થયા છે ? સ્ત્રીઓ તો ઘણા જૂના વખતથી બન્ને કામ કરે છે. કોઈના ખેતરમાં મજૂરીએ જવું ને કોઈ ઑફિસમાં

કાગળ લખવા જવું એમાં ક્યાં ફેર છે તે સમજી શકાતું નથી. એવી સ્ત્રીઓ માટે એમની એ ઓફિસ જ ગણાય—ને જે ઋતુમાં જે ઠીક પડે તે કામ કરે છે. તમારે જેને સાધનની વિપુલતા છે તેમણે ખરી રીતે તો પુરુષ અને સ્ત્રીના પ્રશ્નોને નવા દૃષ્ટિબિંદુથી છેડવા ઘટે છે. નોકરી એ કોઈ નવું દૃષ્ટિબિંદુ નથી.'

ચર્ચાનો રસ પ્રોફેસરના ગંભીર વાક્યોને લીધે ઓસરી જતો જોઈ પ્રોફેસરને પશ્ચાત્તાપ થયો—આ આનંદમાં ભંગ કરવા માટે. આવી ચર્ચા આગળ ચલાવવાની પણ કળા છે. ને વિચાર કરી શકે તેવા માણસો આવી ચર્ચા આગળ ચલાવી શકતા નથી. તેમણે એક નવો સવાલ ઉઠાવ્યો:

'બુદ્ધિશાળી માબાપ હોય તો છોકરાં કેવાં થાય?'

'કેમ વળી બુદ્ધિશાળી. પણ તમારી વ્યાખ્યા, બુદ્ધિશાળી એટલે આળસુ, અમે એ ખોટી ગણીએ છીએ. આ પ્રશ્નમાં તમને નવું શું લાગે છે?'

'આજે મેં એક સરસ વાત વાંચી. ઘણું કરી ન્યુયોર્કમાં જ બન્યું છે, એક પુરુષ ઘણો જ બુદ્ધિશાળી હતો. વકીલ તરીકે એની સામે ઊભા રહેવાની કોઈની તાકાત ન મળે. જ્યાં પ્રતિપક્ષી વકીલે વિજય ચોક્કસ માન્યો હોય, ત્યાં 'સાહેબ, મારે કાંઈ ઉમેરવાનું છે;' એમ બોલી એ એવી સજ્જડ દલીલ કરતો કે હારને બદલે એને જીત મળતી. એની સ્ત્રી પણ એવી બુદ્ધિશાળી હતી. હવે હીરો હીરાને કાપે એ નિયમ પ્રમાણે ધણીની દલીલોને માત્ર આ સ્ત્રી જ દલીલોથી મહાત કરી શકતી. એ સ્ત્રી પણ વકીલાત કરતી. એટલે ઘણી વખત ઘેર આનંદની વાતોચીતો કરતાં

પતિપત્ની, કોર્ટમાં વાદી–પ્રતિવાદીનાં વકીલો બની સામસામાં લડતાં. અલબત્ત એમાં બનતું એવું કે 'વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો.' હવે આ બુદ્ધિશાળી દંપતીને એક સંતાન થયું.'

'આ વાતો કોણે લખી છે?' શિવલક્ષ્મીએ પૂછ્યું.

'કોઈ પુરુષ લેખકે.' પ્રોફેસરે જવાબ વાળ્યો.

'ત્યારે એ ખોટી છે.'

'કેમ?'

'કેમ વળી—જેને કમાણી કરવી હોય તેને સંતાન પોસાય ક્યાંથી? આ ક્યાં ગામડાનાં મજૂરો હતાં? એ લોકો સંતતિનિયમન કરી શકતાં હતાં.'

'એ જ વાત છે ત્યારે—નિયમનના પ્રયોગો છતાં સંતાન થયું!'

'ઠીક ચાલો, પછી?'

'હવે એવું બન્યું કે આ સંતાન માત્ર ત્રણ વર્ષનું થયું, ત્યાં બન્નેને—માતપિતાને મહાત કરે તેવી, વિચિત્ર દલીલો કરવા માંડયું. એટલું જ નહિ, કેટલીક વખત તો કોઈ ન હોય ત્યારે એ એકલું બેઠું બેઠું દલીલો કર્યા કરતું. એમ કે આજે મને નોકરે થોડું ખાવા આપ્યું છે, તેનાં બે કારણ હોઈ શકે. કાં એને એની બૈરીએ ધમકાવ્યો અથવા એણે બૈરીને ધમકાવી હોય! અને એવી તો અનેક દલીલો કે જેનો અંત ન મળે!'

'પુરુષોની વાતોમાં કાંઈ ઢંગધડો હોતો નથી. હું મારે આ ચાલી!' શિવલક્ષ્મી બોલ્યાં.

'પણ એનો અંત તો સાંભળો!'

'શું છે?'

'ડૉક્ટરોએ કહ્યું કે બાળકને પુરુષત્વ અથવા સ્ત્રીત્વ એમાંથી એક 'ત્વ'નો સમન્વય સધાય એવું ઓપરેશન કરવામાં આવે તો એનામાં શક્તિ છે તે સંપૂર્ણ વિકાસ પામે!'

'Water tight Compartment!' શિવલક્ષ્મી બોલ્યાં. 'તમારે પુરુષોએ અગ્રણી રહેવું ને સ્ત્રીઓને આવી ખોટી ઉપજાવી કાઢેલી વાર્તાઓથી પછાત રાખવી છે, એ નહિ બને!'

એટલામાં નરભોજી આવ્યો. સાધારણ નિયમ પ્રમાણે આ ટેબલ તરત સાફ થવું જોઇએ, હજી તે થયું ન હતું. શિવલક્ષ્મી નરભોજી તરફ ફર્યાં:

'નરભોજી! તમે ક્યાં હતા? જોતા નથી, માખો કેટલી છે?'

'હું તો શા'બ! બૈરુ આવ્યું'તું તે જરાક મદદે ગયો'તો.' નરભોજીએ જવાબ વાળ્યો.

'શી એવી તમારી મદદની જરૂર પડી ગઈ'તી?'

'શા'બ, અરધ ખડ મેં વાઢ્યું ને ભારી કરી રાખી છે!'

'તો તમારે, ટી ટેબલ પાસેથી દૂર ન ખસવું. એટલું કામ બૈરાથી થઈ શકતું નથી? તમારે આંહી કામ પડતું મૂકીને બૈરાને મદદ કરવા દોડવાનું નથી, સમજ્યા?'

શરમિંદો થઈને નરભોજી ચાના પ્યાલા ઉઠાવવા લાગ્યો.

'ચાલો ત્યારે, આ અનંત ચર્ચાનો અંત ન હોઈ શકે!' પ્રોફેસર બોલ્યા. અને સૌને નમીને તે ગયા અને આજની ચર્ચાના વિજય કે પરાજયમાં કાંઈ મોટું કામ થઈ

ગયું હોય એમ ભારે હૈયે બીજા સૌ વીખરાવા લાગ્યા. બહાર નમતી સાંજના પડછાયા લાંબા થતા હતા. દૂરથી પાછી ફરવા માંડેલી ગાયો રસ્તા ઉપર ચાલી જતી હતી. કોઈ કોઈ ઠેકાણે કોયલ રહી રહીને બોલી રહી હતી.

શિવલક્ષ્મી ચૂપ થઈ ગઈ હતી.

શિવલક્ષ્મીને ખોટું લાગ્યું છે એમ ધારીને મંજુલાએ તેના ખભા ઉપર હાથ મૂકયો: 'તમે આટલું નરમ હૃદય કયારે છોડશો ?'

શિવલક્ષ્મીએ પાછા ફરીને જોયું. તેની આંખમાં આંસુ હતાં.

'અરે ! આ શું ? આવી વાત હૃદયમાં લાવીને તમે રડો છો ?'

'ના, પણ મને આ ટેવ પડી છે—મને આજે હવે બીક લાગે છે !'

'શી ?'

'કે પ્રોફેસરે કહ્યું તેમ આપણું બાળક તો એવું નહિ થાય નાં ?'

'અરે ! જવા દો, જવા દો ! એ તો પ્રોફેસર છે જ એવો અર્ધચક્રમ્ જેવો !'

**નાનો** જગુ અને મોતી દયામણે ચહેરે ત્યાં બેઠાં હતાં. દિનમણીનો પરિચિત અને વહાલભર્યો સ્વર 'કેમ જગુ આવ્યો કે લુચ્ચા !' આજે આવતો ન હતો. વૃદ્ધ ગંગામા, કપિલાને દોવવા બોઘરું લઈ જાય તે વખત હતો છતાં ફળીમાં ગંગામા ન હતાં. દરવાજામાંથી નાનો જગુ ડોકિયું કરતો હતો. મોતી તેને વારતી હતીઃ 'સાહેબ ધખશે હો !' પણ ફળીમાં કોઈ હતું નહીં : કપિલાનો ખીલો સાફ હતો; ને ત્યાં 'બુલડોગ' ઘૂરકતો ઊભો હતો. તુળશીના કયારામાંથી તુળશી વન જવાની તૈયારી કરતાં હતાં ને થોડાંક ખોટાં વિલાયતી ફૂલ સિવાય ઓટલા ઉપર પડેલી ફૂલની છાબડીમાં બીજું કાંઈ ન હતું.

પંડિત દિનમણી આ નાના ગામનો રાજા જ કહેવાય. દિનમણીને ગામના દરેક માણસ સાથે પિછાન હતી ને ગામના દરેક માણસને પોતાના સરદાર માટે માન હતું. દિનમણી હતો ત્યાં સુધી તેના ફળીમાં...બે ચાર પાંચ ગાય હોય જ. એનું દોહવાનું કામ દિનમણીની પત્ની ગંગાનું ! ગંગાનું સ્વચ્છ ફળી સવારમાં કુંકુમના સાથિયાથી ભરેલું;

દિવસ ઊગ્યે છાશ કરવાના ધમકારથી ગાજતું; આઠ નવ બજે 'કપિલા' ને 'કામદુગ્ધા' ને 'નંદી' ની દૂધની શેડનો અવાજ કરતું; નવ વાગ્યે સુગંધી પદાર્થોથી છવાઈ રહેતું; ભક્તિરસથી છલકાઈ ગયેલું. એ વખતે પંડિત દિનમણીની દેવવાણી છૂટતી ને ઘડીભર સર્વત્ર આનંદ થઈ રહેતો.

દિનમણીના ખપ માટે અથવા આખા ગામમાં કોઈ ને કોઈ જગાએ પહોંચાડવા માટે હમેશાં ભગવાન વણકર વેજું લઈ ઊભો જ હોય! ભગવાન બહુ ભલો હતો ને બિચારો મર્યો ત્યારે પંડિતજીને સંભાર્યા! દિનમણી તેને ત્યાં ગયો, ત્યારે આખું ગામ દિનમણીના પગમાં પડયું હતું: આજે ગમે તેમ પણ એનો રાજા પ્રજામાં ભળ્યો હતો. દિનમણીએ ભગવાનને વચન આપ્યું કે તારા જગુ અને મોતીને હું જરૂર પાળીશ: હું મરીશ તો રમાકાન્તને ભલામણ કરીશ! ભગવાન વણકર પછી સુખમાં મર્યો.

ગંગા જીવી ત્યાં સુધી નાનો જગુ હમેશાં હસતે ચહેરે કાંઈક મીઠાશ મેળવતો: મોતી પંડિતનો શુદ્ધ રેખ જેવો 'મુક્તાદે' શબ્દ સાંભળતી. ને પછી મોતીનું નામ પણ 'મુક્તા' પડયું. ભગવાન વણકર ગયા પછી મોતી, તેની મા અને નાનો જગુ હજી 'દરબાર' સાહેબનું કામ કરતાં! સહુ આનંદ કરતાં ને સંતોષથી રોટલો પામતાં. એ આખું ગામ સુખી હતું. મોતીની જ વણાટ ખુદ દિનમણી પહેરતો. ને મોતી સિવાય વણાટમાં એટલી સ્વચ્છ સુંદરતા આવે પણ નહીં!

પણ હવે દિનમણી ગયો, ગંગા ગઈ, ને આજે એ દરબારમાં રમાકાન્ત ને સીતા રહે છે. રમાકાન્તે પિતા

છતાં પરદેશી વિલાસમાં જરાક ધ્યાન આપ્યું હતું જ પણ પછી તો એણે બીજી દિશા જ સાંધી. ફળીમાંથી બધી જૂની સમૃદ્ધિ નાશ પામી હતી ને નવી ઉપાધિ આવી હતી.

કપિલા ને કામદુગ્ધાને બદલે 'બુલડોગ' નો ધુરધુરીઓ અવાજ આવતો હતો! બધી જૂની બેવકૂફાઈને તિલાંજલિ આપી રમાકાન્તને ગામના ખરેખરા રાજા થવું હતું! સીતાનો મધુર પિયાનો સાંભળતો રમાકાન્ત આજે ત્યાં ઊભો છે. એની કાળી નેકટાઈ ડોકમાંથી વારંવાર ખસી પડે છે, એ 'પીન' ની ઉપાધિમાં છે! બહાર મોતી ને નાનો જગુ દયામણે ચહેરે તેની રાહ જુએ છે.'

'બાપુ! એ ભીમા! બાપુ છે?' મોતીનો જરાક જાડો ને તેથી બમણો દયામણો સ્વર આવ્યો.

રમાકાન્તના ઓરડામાં ટોકરી વાગી.

'સાહેબ!' કહી ભીમો તરત જ હાજર થયો.

'કોણ રાડ પાડે છે?'

'સાહેબ, મુક્તા છે.' ભીમાએ કહ્યું.

'મુક્તા કોણ?'

'સાહેબ, ડોશીની નાની દીકરી.'

'કોણ ડોશી?'

'પાણકોરું વણવાવાળી.'

'ત્યારે મોતી કહે ને, મુક્તા શું? બધે જ બેવકૂફાઈ આવી ગઈ છે. મોતી કહેતાં શું થાય છે? કોઈ પણ માણસને રળવું હોય તો ચારથી પાંચની વચ્ચે આવે!' ભીમો સલામ કરી ચાલ્યો ગયો.

રમાકાન્તને ગામમાં ફરવા જવું હતું, ઘોડાગાડી

આવી હતી, પણ હજી નેકટાઈનું તોફાન બંધ પડયું ન હતું, ને 'નેકટાઈ,' સરખી કરતાં ઉતાવળમાં 'બાબરી' ચુંથાઈ જાતી હતી! આટલી ટાપટીપ વિના રમાકાન્ત નીકળે તો એનો પ્રભાવ પડે ખરો કે? પ્રભાવ પાડવા માટે તો રમાકાન્તે વેષ ફેરવ્યો હતો. છતાં ગામના માણસો દિનમણીને જેટલું માન આપતા તેટલું રમાકાન્તને આપતા નહિ.

ભીમાએ જવાબ આપ્યો ને મોતી તથા નાનો જગુ ચાલ્યાં ગયાં. નાનો જગુ જોતો ગયો કે ગંગાબા જેવાં સીતાબા નથી કે શું? પણ સીતા તો ઓરડામાં જ હતી.

ચાર બજે મોતી તથા નાનો જગુ આવ્યાં હતાં. રમાકાન્તે બીજા માળ ઉપરથી જ પૂછ્યું:

'શું છે?'

'બાપુ! મારી માએ મોકલી છે.' મોતીએ કહ્યું. સીતા પાસે ઊભી હતી તે હસી પડી. એને મોતીનો જવાબ ખૂંચ્યો. એમાં તર્કશાસ્ત્રનો સિદ્ધાંત સચવાયો નહીં!

પણ સીતાને હસતી જોઈ નાનો જગુ ખુશી થયો; ને મોતીને કહેવા લાગ્યો: 'પણ બેન! ઝટઝટ વાત કરી દે તો. જો, સીતાબા કેવાં ખુશી થાય છે!'

'ઠીક. પણ છે શું?' રમાકાન્તે કહ્યું.

'બાપુ! તમે મદદ નહીં કરો તો અમે ભૂખે મરશું? વણાટકામ ભાંગી પડશે, અમારાં છોકરાં ભૂખે મરશે.'

'બીજું કામ કરો. મજૂરી નથી થાતી?'

'બાપુ! અમે જે જાણીએ છીએ તે ગુમાવીએ?' કહી મોતીએ એક વેજું મૂક્યું.

'હ્યો ?' સીતા વળી હસી પડી. 'આ તમારું સ્વદેશી 'વાયલ' મોતી વણી લાવી છે!'

'હવે અમારે વેર્જા ફેર્જાંની જરૂર નથી. તમારી મજૂરી થાતી હોય તે કામદાર પાસેથી લઈ લેજો!' રમાકાન્ત આટલું બોલી અંદર જતો રહ્યો ને તેની પાછળ ખુશનૂમા મિજાજમાં સીતાએ પ્રવેશ કર્યો.

'આ લોકો શું સમજ્યાં હશે? હુનર નથી, કળા નથી અને પછી ભૂખે ન મરે?' સીતાએ કહ્યું.

'એમાં એનો દોષ નથી. પિતાજીએ તેમને એમ સમજાવ્યું કે તમે તો બહુ જ કલા જાણો છો! હવે ભૂખે મરશે. મજૂરી પણ ભૂલ્યાં! શા માટે મજૂરી ન કરી?'

મોતી અને નાનો જગુ દયામણે ચહેરે પાછાં ફર્યાં. આજે તેમની સૌથી જબ્બર ઘરાકી તો છૂટી પડતી હતી ને એમની મા પથારીવશ હતી.

આ વાતને ઘણા દિવસ થઈ ગયા. આજે નાની ડોશીનો છેલ્લો દિવસ હતો. મોતી અને નાનો જગુ પાસે બેઠાં હતાં. નાની ડોશીએ પોતાની સર્વ કળા પુત્રીને વારસામાં સોંપી હતી. પૈસા ન આપ્યા તો કળા આપી, ને એ રીતે એને ઊંડો સંતોષ હતો. પણ આજ છેલ્લી ઘડીએ એને એ કળા દગો દઈ રહી હતી. ઘરાકી તૂટ્યાનો એના મનમાં અફસોસ હતો!

'બેટા, દરબારે શું કહ્યું?'

'માડી, હવે એ વાત જવા દો. તેણે સારો જવાબ આપ્યો છે!'

'શું?'

'એણે કહ્યું કે ખપ પડશે એમ ખરીદી કરીશું!' મોતીએ માતાને ખોટું આશ્વાસન આપ્યું!

'અંતે તો દિનમણીનો દીકરો કે?' ડોશીના અંતઃકરણમાંથી આશીર્વાદ આવ્યો. તેની ચિંતા દૂર થતી હતી. એ આશ્વાસનમાં એના પ્રાણ જવા લાગ્યા!

પણ ડોશીથી અંતે બોલાઈ ગયું: 'અમને ભૂખે મારનાર પોતે રણરણ રખડશે—ત્યાં સુધી પરદેશીઓ તેને લૂંટશે!'

એ બોલની સાથે જ નાની ડોશી હવે ન હતી. મોતી રોઈ, જગુ રોયો, એ ફળિયું આખો દિવસ રોયું. નાના જગુને ખોળામાં બેસી તેલ નાંખનાર કોઈ ન હતું. એ નાનું ઘર આજે ભયંકર રીતે વિશાળ લાગ્યું. ફળીનું ઝાડ વધારે મોટું લાગ્યું. માનો સાડલો વધારે પ્રિય લાગ્યો.

*

સીતા તથા રમાકાન્ત ફરીને આવતાં હતાં. રસ્તા પર ગાડી ઊભી રખાવી તેઓ નદીને કાંઠે કાંઠે ચાલ્યાં. થોડેક દૂર મોતી અને જગુ લાકડાં ભેગાં કરતાં હતાં.

'જગુ, તારાથી એટલાં નહી ઊપડે હો!'

'હું ઉપાડીશ.' જગુએ કહ્યું. બંને ભારી ઉપાડી ચાલ્યાં ગયાં.

રમાકાન્તથી આજે સહજ જ બોલી જવાયું. જગુનો ચહેરો એટલો કરુણાળુ બન્યો હતો કે સીતાએ મોં આડે હાથ દઈ દીધા. રમાકાંતથી બોલી જવાયું:

'અલ્યા જગુ, શું કામ કરે છે? હવે તું? આ?'

'બાપુ!' જગુ એટલું જ બોલી શક્યો.

મોતીનું મન હવે ખુલી ગયું. તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં!

સીતાએ મોતી સામે જોયું. કેટલો સુંદર ચહેરો !

જાણે અઘડી આંખ આખા આત્માને પ્રગટ કરશે ! જરાક રતાશભરી મધુરી આંખ !

'તું શું કામ કરે છે છોકરી ? અને રડે છે તે શું છે ?'

'શું છે મોતી ?' રમાકાન્તે પણ પૂછ્યું.

'બાપુ! અમારી મા...' મોતી વધારે બોલી શકી નહીં.

'તમારી માને શું થયું ?'

'બાપુ ! માને આંહી ગમ્યું નહીં. મા કહે જ્યાં વણાટની કળા હશે ત્યાં હવે હું તને મળીશ !'

'ના બાપુ !' જગુ બોલ્યોઃ 'મા તો મરી ગઈ ! માને રાબ ખાવી'તી. પણ બેનને કોઈએ પાણકોરું વણવા જ નો આપ્યું ને. પછી બેન પાનાચંદને ત્યાંથી પૈસાનો ગોળ લાવી. પાનાચંદને પૈસા તો અમે ભારી વેચીને આપશું હો ! પણ તોય પાનાચંદ બેનને ધખે કેમ ? હું બબરી ને જબરી ભારી ઉપાડીશ. પછી એમાંથી એના પૈસા ભરી દેશું ! હું મારી ભારીમાંથી આપું તો ?'

છોકરો કોણ જાણે કેટલું બોલી જાત. પણ મોતીએ એના મોં આડે હાથ દઈ દીધો. પણ એટલા વાક્યમાં તો એણે પોતાનો જીવનસાર આપી દીધો હતો. રમાકાન્ત વિચારમાં પડ્યો.

સીતાએ નિઃશ્વાસ નાંખ્યોઃ 'ઓ ! આ કુટુંબ દુઃખી હતું. એની મા દુઃખમાં મરી !' સીતાનું જીવન તે જ ઘડીએ બદલ્યું ! રમાકાન્તે નેકટાઈ તોડી. એણે યુરોપિયન ટોપી ફેંકી દીધી હતી !

સીતાદેવી ચકિત થઈ ગઈ. મોતીની વણાટનું કપડું

પહેરવું પડે અને કદાચ તે જાડું હોય, પરંતુ તે જાડુ હોય એટલા માટે આ દેશના વણકરના નિઃશ્વાસથી પાતળું થયેલું કપડું મારે પહેરવું એમ ?

સીતાની વિચારપરંપરા ચાલી. રમાકાન્ત મોતી તરફ ફર્યો. 'મોતી ! નાની માએ છેવટે શું કહ્યું હતું ?'

'અમને ભૂખે મારનાર પોતે રણરણ રખડશે ત્યાં સુધી પરદેશીઓ તેમને લૂંટશે !'

રમાકાન્ત ગામડાના સ્વતંત્ર એકમના વિચારે ચડી ગયો. 'આને રોજી મળવી જ જોઈએ.' તેણે મોતીને કહ્યું: 'મોતી ! તારે પહેલાંની પેઠે વેજું આપી જવાનું છે !'

'લે બેન ! હાંઉં ? માએ નો'તું કહ્યું ?'

છોકરો જરાક બોલવામાં ચબરાક હતો.

'શું કહ્યું 'તું અલ્યા !'

'ઈ' તો મા'યે સાબ,'

'હા, પણ શું ?'

'એમ કે પંડતનું ઘર છે. પંડતનો દીકરો છે. આપણને નહિ ભૂલે !'

રમાકાન્ત વળી વિચારમાં પડ્યો: 'અંતે શું વ્યક્તિની વ્યક્તિમાં શ્રદ્ધા એ જ સુતંત્ર નહિ હોય ? પોતાના પંડિત પિતા ઉપર આ અજ્ઞ ડોશીની કેટલી શ્રદ્ધા ! અને પોતે ?'

એને જીવન વિષે નવેસરથી વિચાર કરવા જેવું લાગ્યું. તે ધીમે પગલે ગાડી તરફ પાછો ફર્યો.

૧૯૨૧

## કન્યા ઇંદિરા

'વાણી એ ભાષાનો એક પ્રકાર છે. રંગ બીજો, રેખા ત્રીજો. હું તમને રંગની ભાષા વિષે કહું . . .'

કૃષ્ણકાંત જ્યારે આ પ્રમાણે છટાથી રંગની ભાષા વિષે સમજાવતા, ત્યારે વિદ્યાર્થીઓ એમાં કાંઈક અવનવું જોતા. 'ભૂરા અને વિશાળ નીલાકાશમાં, એક નાનીસરખી વાદળી અદ્‌ભુત કવિતા દર્શાવે છે, અને સાથે સાથે જ એ હૃદયંગમ નાનું ચિત્ર પણ બનાવે છે. રંગના પણ જુદા જુદા અનેક પ્રકારના મિલનમાં, એવી જ કાવ્યવાણી વસી રહી છે,' કૃષ્ણકાંત ચાલુ રાખતા: 'અને કાવ્ય, લાગણી, ભાવના, ધર્મ, એ બધું શું છે? ખરી રીતે રંગની ભાષા. રમ્ય મુગ્ધાના સ્વચ્છ કપાળમાં નાની શી બિંદી થાય એ રંગની જ બનાવટ છે. પણ એ રંગના આવી રીતના મિલનમાં એક પ્રકારની લાગણી ગુપ્તપણે વસી રહી છે, અને એમાં છાનું કાવ્ય રહ્યું છે. એ કાવ્યને કુદરત અને પરમાત્મા સાથે જે જોડે, અલબત્ત સૌંદર્ય દ્વારા, તે ચિત્રકલાનો–રંગની ભાષાનો ધર્મ ખડો કરે!'

આ રંગની ભાષાની ફિલસૂફી બીજા સમજ્યા કે નહિ એ ભગવાન જાણે, પણ એમાંથી એક વિદ્યાર્થી હરેક રંગમાં હૃદયના ભાવ જોવા લાગ્યો. અનેકમાંથી એને એકને, સૃષ્ટિના રંગની ઘેલછા લાગી! તે આખો દિવસ બસ એ જ ધમાલમાં પડ્યો. અનેક રંગમાંથી એક મહાકાવ્ય બનાવવું, એ મહાકાવ્યમાં જીવનનો સ્રોત અખંડપણે દર્શાવવો અને કાવ્યને અનેક રંગમાં વહેંચવું! બસ એને આ જ ઘેલછા લાગી. એણે એક વખત તો દરિયાના ભૂરા વિશાળ પાણીમાં એકલી એક નાની હોડી તરતી મૂકી, ઉપર ભૂરું સ્વચ્છ નીલાકાશ એકાંત ને વિશાળ આવી રહ્યું હતું, ને હોડીમાં કોઈ એકલ ડોકલ વૃદ્ધ મુસાફર ભીની આંખે, ઘડીમાં વિશાળ દરિયા તરફ જોતો. તો ઘડીમાં એથી વધારે વિશાળ આકાશ તરફ જોતો, ઊભો હતો. એના નેનમાં, એણે રંગની એક એવી ટીપકી મૂકી હતી કે જાણે એમાંથી જીવનનું કાવ્ય વહી રહ્યું હોય એમ લાગે!

'પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી,
મ્હારો જીવન પંથ ઉજાળ.'

લલિતમોહન ઉપર કૃષ્ણકાંત ખુશ થઈ ગયો. એણે એકે એનો સંદેશો ઝીલ્યો હતો. પછી તો કૃષ્ણકાંત લલિતમોહનને ક્યારેક ઘેર એકલો બોલાવીને ચિત્રકલાનો આદર્શ સમજાવતા.

આ બધો વખત એક શિષ્યા એમનો સંવાદ સાંભળ્યા કરતી. તે હતી કૃષ્ણકાંતની પુત્રી ઇંદિરા. એનું વય ચૌદથી પંદરનું હશે, પણ આ રસિક વિષયમાં એ પણ એવી જ તલ્લીન બની રહેતી.

લલિતમોહનની ઓરડી, પ્રોફેસર કૃષ્ણકાંતના ઘરની

પાસે—સામે જ હતી. ઇંદિરા હમેશાં બારીમાં ઊભી ઊભી લલિતમોહનની ઘેલછા જોતી. ગાંડો વિદ્યાર્થી ચિત્રમાં એવો તલ્લીન બનતો કે ક્યારેક તો જમવાનો ઘંટ થાય ત્યારે ઉતાવળો ઉતાવળો દાતણ લઈને દોડ્યો જતો હોય!

લલિતમોહનની કળા જેમ વિકાસ પામતી ગઈ, તેમ તેમ ઇંદિરાનાં રસિકતા ને નિરીક્ષણ પણ વધતાં ગયાં. એક વખત લલિતમોહન પોતાની ઓરડીને તાળું દઈને હમેશની માફક પોતાના કામે ગયો. તેના ગયા પછી તરત જ ઇંદિરા એની ઓરડી પાસે આવી ચડી.

કુંચીનો ઝૂંડો કાઢી ઇંદિરાએ એક પછી એક કુંચી અજમાવવા માંડી. થોડીક વાર પછી ઇંદિરાએ અંદર પ્રવેશ કર્યો. લલિતમોહન એક ચિત્ર અપૂર્ણ મૂકીને ચાલ્યો ગયો હતો. એ ચિત્રમાં નાના ઝરા પાસે હરિયાળી ભોંમાં એક સ્ત્રી આડી પડી હતી, ને તેની પાસે એક જુવાન જરાક નમીને બેઠો હતો. લલિતમોહને ચિત્રમાં સ્ત્રી ચીતરી હતી પણ જુવાન ચીતરીને પડતો મૂકયો હતો. તેમ જ રેખાના અંકનમાં બધે બળ ભર્યું હતું; પણ આંખની કીકીમાં ભીનો રસિક ભાવ મૂકવો હજી બાકી રહ્યો હતો. ઇંદિરાએ ચોરની પેઠે પીંછી લીધી; તેણે જુવાનમાં રસિક ભાવ મૂકયો ને વેગભર્યા યૌવનમાં થોડીક દિવ્યઘેલછા ઉમેરી દીધી. પછી જેમ આવી હતી તેમ ઇંદિરા ઝડપથી બહાર નીકળી ગઈ. આ રસિક ચોરીમાં રહેલા જીવનકાવ્યની પદાવલિ એને વાંચવી હતી. ચોરી તો સૌ કોઈ કરે, પણ રસિક ચોરી તો કોઈક જ.

લલિતમોહન બહારથી આવ્યો. પોતાની ધૂન પ્રમાણે એણે તરત પીંછી લીધી. પણ તે ચિત્ર પાસે જ થંભી

ગયો. અને દોરનારની પીંછી કાંઈ અજાણી રહે તેમ હતી?

'ઓત્ તારીની! આ તો પ્રોફેસર કૃષ્ણકાંત પોતે! આ ચિત્ર આજ એણે સુધાર્યું લાગે છે. પણ એ આવ્યા શી રીતે?' એને આશ્ચર્ય થયું.

પણ એની મનની વાત મનમાં જ રહી ગઈ! બીજે દિવસથી તો લાંબી રજા શરૂ થતી હતી.

લલિતમોહન ઘેર ગયો. ત્યાં પણ એની ધૂન જામતી જ રહી. છેવટે એની પીંછી કૃષ્ણકાંત કરતાં ભાગ્યે જ ઊતરે એવી બની રહી. રજાના દિવસો પૂરા થયા. લલિતમોહન પાછો કૉલેજમાં આવ્યો.

પણ આ વખતે લલિતમોહને જોયું કે કૃષ્ણકાંતના મનમાં કંઈક ઊંડી ઉદાસી બેસી ગઈ છે! તે બોલતા નહીં પણ એના ગમગીન હાસ્યમાં અનેક અર્થ છુપાઈ રહેતા. લલિતમોહન ઘર આંગણે જતો તો બારણા પાછળની બે કીકીઓ પણ દેખાતી નહીં. તે પહેલાં તો આ કીકીઓ રસાતુરની તૃષાથી ત્યાં બેસી જતી. એમની ગેરહાજરીથી એનામાં પણ એક પ્રકારની અનિચ્છા જાણે કે આવતી હતી. એમ લાગતું કે એ જે કંઈ કરે છે તેને જોનાર જ કોઈ નથી!

લલિતમોહન એક દિવસ એ જ ચિત્ર ઉપર કામ કરી રહ્યો હતો: પણ આજે એને પહેલી વખત ખબર પડી કે પોતે જે સ્ત્રીનો ચહેરો ચીતર્યો છે તે તો ઇંદિરાનો છે! આજ દિવસ સુધી જે ખબર ન પડી, તેની આમ અચાનક શોધ થઈ ગઈ. એ તરત આભો બનીને ઊભો થઈ ગયો. હવે એને દીવા જેવું સમજાઈ ગયું કે પ્રોફેસર કૃષ્ણકાંતે જ્યારે આ ચિત્ર સુધાર્યું હશે ત્યારે એણે ઇંદિરાને પણ જોઈ હશે:

તેથી જ એમના વર્તનમાં આવી ઊંડી દિલગીરી છવાઈ ગઈ છે ! અને એટલા જ માટે હવે ઈંદિરા પણ ત્યાં બારણા પાછળ બેસતી નથી ! આવું અકસ્માત ભાન થતાં એનો ચહેરો ઊતરી ગયો. પોતાની કલાની કિંમત ઘટી એમ એને લાગ્યું. તેણે કૃષ્ણકાંત પાસે જઈને તરત ક્ષમાયાચના કરવાનો નિશ્ચય કર્યો. તે એકદમ ઊઠ્યો ને કૃષ્ણકાંત પાસે જવા માટે ટોપી લેવા એણે હાથ લાંબો કર્યો. પણ એટલામાં કોઈના વસ્ત્રના ઘસારાના અવાજથી તે ચમકી ઊઠ્યો. તેણે પાછું ફરીને જોયું. ઇંદિરા ત્યાં ઊભી હોય એમ લાગ્યું. એ જ વખતે તેની ઘડિયાળમાં નવના ટકોરા થયા. દીવાનો પ્રકાશ જરાક લાંબો પડ્યો. લલિતમોહને ફરીને ચમકીને જોયું. ઇંદિરા પોતાના હમેશના નિર્દોષ ભાવમાં તેની તરફ સ્નેહભરેલી નજરે જાણે કે જોઈ રહી હતી.

ચિતારાએ ઉતાવળે કહ્યું : 'ઇંદિરાબેન ! તમે અત્યારે કે ? હું ત્યાં જ આવતો હતો.' પણ લલિતમોહન બીજું વધુ બોલે તે પહેલાં તો એણે ઇંદિરાને પાછી હઠી જતી જોઈ. લલિતમોહનને, ઈંદિરાની અત્યારે કાંઈક અસુરી ગણાય એવી મુલાકાતમાં પણ પોતાની શંકાને સમર્થન મળતું જણાયું. એટલે તો એણે ત્વરાથી અત્યારે જ ખુલાસો કરી લેવામાં સજ્જનતા દીઠી. તેણે ઉતાવળે મોટેથી પૂછ્યું :

'સાહેબ જાગે છે ?'

પણ લલિતમોહનના શબ્દોનો જવાબ મળ્યો નહીં ઈંદિરા ત્યાં હતી જ નહિ ! લલિતમોહનને એ ઝડપી પાછા જવું પણ સૂચક લાગ્યું !

પોતાના પ્રિય ગુરુની પુત્રીને તો એ બહેન માનતો.

એનું મન તો ચોખ્ખું હતું. પણ એટલે તો કૃષ્ણકાન્તના દિલનું સમાધાન કરવા એ તરત છબી લઈને ચાલ્યો. હવે તો ઇંદિરા પોતાની સહાયમાં છે એવું પણ એને લાગ્યું. જો ઇંદિરા સાથે એ થઈ જાય તો વધારે વાત પણ થાય. એમ મેળાપ ન થાય તો પણ ગુરુના મનનું કોઈ રીતે સમાધાન તો કરવું જ એમ ધારી લલિતમોહન કૃષ્ણકાંતને ત્યાં ગયો. ઇંદિરાની ઝડપ આશ્ચર્યકારક લાગી. રસ્તે એ એને પકડી શકયો નહિ.

એક દીવા પાસે બેસી કૃષ્ણકાન્ત બે ચાર છબી નિહાળી રહ્યો હતો. લલિતમોહનને જોઈને તે સફાળો બેઠો થઈ ગયો. લલિતમોહનને તે કંઈક અપૂર્વ લાગ્યું. છતાં પાસેની ખુરશી ઉપર એ બેઠો. ઘડીભર શાંત રહ્યો. એટલામાં કૃષ્ણકાંત પોતે જ બોલ્યો.

'લલિત! આ એક અદ્ભુત પીંછી તો જો!' લલિતમોહને ચિત્ર હાથમાં લીધું. તેણે તે જોયું અને એની આંખ ફાટી ગઈ. આ શું? પોતે જે ચિત્ર દોર્યું હતું એની જ આબેહૂબ નકલ આંહીં કોઈકે ઉતારી હતી! કોઈકે શું? કૃષ્ણકાન્તે પોતે જ! પણ અત્યારે લલિતમોહનને એમાં ચિત્રકલા કરતાં કાંઈક વિશેષ અર્થ રહ્યો હોય એવું જણાયું. એને લાગ્યું કે આ બતાવીને તો ગુરુ પોતાને આ ચિત્રથી જાણે ઠપકો આપી રહ્યા છે કે તેં ગુરુદ્રોહ કર્યો છે! વાણીથી ઠપકો નથી આપતા, ચિત્રથી આપે છે! પોતે આવ્યો ત્યારે ગુરુ સફાળા ઊઠયા હતા તે પણ એને સાંભર્યું. કૃષ્ણકાન્તની વાતને લલિતમોહન પોતાના અર્થ પ્રમાણે ઘટાવી રહ્યો. છેવટે તેણે હિમ્મત કરી. પોતાનું બધું બળ એકત્ર કરીને એ બોલ્યો.

'આ પીંછી તો આપની છે! મારો કાંઈ દોષ થયો હોય,'

'—ના ના, દોષ શું? ભૂલ તો હરકોઈની થાય.પ...ણ...'

'આપે જે પ્રેમ બતાવ્યો, મને દોર્યો, હું કાંઈક સિદ્ધિને વર્યો, અને કલાની પણ જે કલા છે, એને હું ત્યાગું...'

લલિતમોહન શું બોલે છે એ કાંઈ કૃષ્ણકાન્ત સમજતો હોય તેમ લાગ્યું નહિ.

'પણ આટલી નાની વયમાં જેની આવી પીંછી હતી...'

'હતી? એટલે? આ દોરનાર કોણ? તમે નહિ?'

'ના, આ તો ઈંદિરાની કલમ છે!'

'હેં!'

'હું એમ વિચારું છું, તું આવ્યો ત્યારે જોતાં જોતાં એ વિચારી રહ્યો હતો કે કલાનાથે શા માટે આ સાધના અધૂરી રખાવી હશે!'

'આ ઈંદિરા બે'ને કરેલ છે એમ તમે કહ્યું?'

'હા, લલિત! પંદર વર્ષની ઉમ્મરે જેની પાસે આવી સિદ્ધિ હતી, એને જો જીવન મળ્યું હોત તો—'

'જીવન મળ્યું હત તો?'

'એટલે? ઈંદિરા બહેન ક્યાં છે?' લલિતમોહન વચ્ચે જ બોલી ઊઠયો.

'તને ખબર નથી?' પ્રોફેસર કૃષ્ણકાંતની આંખ જરાક ભીની થવા લાગી: 'આ લાંબી રજા દરમ્યાન ઈંદિરા તો બિચારી મૃત્યુ પામી. અમે રજા ગાળવા ગયા ત્યાં જ દેહ પડી ગઈ!'

લલિતમોહનનું ચહેરો બેઠો થઈ ગયો:

તે જોશમાં ને જોશમાં કૃષ્ણકાન્ત તરફ ફર્યો: એક

હાથ ઊંચો કરીને તે બોલ્યો:

પણ લલિતમોહને તો હમણાં જ ઇંદિરાને જોઈ હતી. એને આમાં ઊંડો સામાજિક ભેદ જણાયો. ઇંદિરાનું જાણે અસ્તિત્વ જ ન હોય તેમ થઈ રહેલી આ વાત એ માની શક્યો નહિ. પોતાની પ્રતિષ્ઠા હીન ન થાય માટે આ પ્રમાણે કહીને કદાચ કૃષ્ણકાન્ત હમેશને માટે ઇંદિરાને છાની વિદાય દઈ દેવાનો વિચાર કરતા હોય—પોતાના પ્રાંતમાં મોકલી દેવી અને જરા નિશાનીનો મોહ પણ રહે નહિ માટે એના મૃત્યુની વાત ફેલાવવી! એ પ્રતિષ્ઠા! પણ પોતે તો શુદ્ધ હતો. કદાચ આજ ઇંદિરા આવી, જે બોલ્યા વિના પાછી ફરી—એમાં પણ આ જ કારણ ન હોય! તેણે કહ્યું:

'જો મારે માટે થઈને તમે ઇંદિરાનો ત્યાગ કરતા હો —તમને એમ લાગતું હોય કે ઇંદિરામાં મારા માટે સ્નેહાંકુર રોપાયું છે ને તેથી એને, મુએલી માનતા હો— કે આ અંકુરને દાબી દેવા માટે જ આ માનસિક યોજના હોય તો હું તમને પ્રસન્ન કરવા બીષણ પણ લઉં છું કે ઇંદિરાબેન તો મારી ગુરુપુત્રી—ને તેથી બહેન છે!'

કૃષ્ણકાંત કૈં સમજ્યા નહીં.

'લલિત! આ શું વળી? તું આ શું બોલે છે?'

'તમને ઈંદિરાબેનને મરેલી માનવામાં આનંદ આવે છે?'

'પુત્રીના મૃત્યુમાં કોઈને આનંદ આવે ખરો?'

'ખોટું! ખોટું! ઇંદિરાને તો મારી જ ઓરડીમાં એ ક્ષણ પહેલાં મેં દીઠી છે. એનું શું?'

કૃષ્ણકાંત એ સાંભળતાં જ સફાળા બેઠા થઈ ગયા: હેં!' એનો સાદ ફાટી ગયો: 'શું?'

'હું ઇંદિરાને—બેનને હમણાં જ મળ્યો. બે ક્ષણ પહેલાં ?'

'ક્યાં ?'

'મારે ત્યાં એ આવ્યાં હતાં—ને મારી પહેલાં આંહીં દોડતાં આવ્યાં . .'

'અરે ! પણ ગાંડાભાઈ ! બેન તો આ રજામાં મૃત્યુ પામી છે એ વાત સાચી છેઃ ઇંદિરા નથી, ઘેલા ચિત્રકાર ! ઇંદિરા નથી એ ચોક્કસ. પછી તું એને ક્યાંથી જોતો'તો ?'

કૃષ્ણકાંતને હવે તો એમ ને એમ આશ્ચર્યમાં રાખીને લલિતમોહન એકદમ દોડી ગયો, એના ઓરડીમાં સંતાઈ ગયેલી ઇંદિરાને શોધવા. પણ એની આખી ઓરડી ખાલી હતી. માત્ર એને પહેલી વખત લાગ્યું કે હરેક ઠેકાણે ઇંદિરાનો ભાવ જાણે કે ભર્યો છે ! ફૂલ વિના જેમ ફૂલની સુગંધ પ્રસરી રહે, તેમ દૂર દૂર રહેલી ઇંદિરાના અનેક ભાવ જાણે મૂર્તિમાન બનીને આંહીં પ્રસરી રહ્યા હતા.

ચિત્રકારે બૂમ મારીઃ 'ઇંદિરા બેન !' એની નજરે જાણે ઇંદિરા બારણાં પાછળથી પોતાની બે શ્યામ કીકીઓથી તાકી રહી છે એમ લાગ્યું. તે બારણા પાસે ગયો ને બારણા પાછળ જોયું. એટલામાં તેના ખભા ઉપર કોઈનો હાથ અડ્યો. તે કૂદી પડ્યોઃ

'ઇંદિરાબેન !'

પણ કૃષ્ણકાંત તેનો ખભો હલાવી રહ્યા હતા. 'બેટા ! લલિતમોહન ! ઇંદિરા નથી એ એક ભયંકર સત્ય છે !'

પણ પોતાના ચિત્ર ઉપર તાજો રંગ ચળકાટ મારી રહ્યો હતો, લલિતમોહન ગાંડાની પેઠે કૂદ્યોઃ 'પણ આ શું છે ? આ એ રહી ! જુઓ તો ! આ તાજો રંગ ! ઇંદિરા બેને

હમણાં જ પીંછી ચલાવી છે!'

'આ આંહીં ક્યાંથી?'

'તમે પણ એક દિવસે એવી જ રીતે ચોરીછૂપીથી એ જ પ્રમાણે પીંછી ચલાવી ગયા હતા! એ સંભારોને.'

'કોણ હું?' કૃષ્ણકાન્તને આ ઘેલછા લાગી.

'કેમ ભૂલી ગયા? પેલી કીકીઓ—એ કોણ મૂકી ગયું હતું? તમે મૂકી ગયા હતા!'

'ના, લલિત! ના, મેં કાંઈ મૂક્યું ન હતું. કોઈએ કાંઈ મૂક્યું નથી. તને ભ્રમ થયો છે!'

'આ હા! ત્યારે તો તે દિવસે પણ ઈંદિરા બેન હતાં! ઈં દિ રા બેં ન!' લલિતમોહને મોટેથી આકાશને બોલાવતી બૂમ પાડી.

કૃષ્ણકાંતે એનો હાથ ઝાલ્યોઃ 'બેટા! એમ હશે, છતાં એ ઈંદિરા હવે ભાવના રૂપે જ રેલાઈ રહી છે! એ ભાવનાને અવાજથી અભડાવતો નહિ!'

'ભાવના? અરે! ઘડી પહેલાં મેં પોતે એના વસ્ત્રનો ઘસારો સાંભળ્યો છે ને!

કૃષ્ણકાંત કપાળે હાથ દઈને બોલ્યા, 'લલિતમોહન! મરેલાં પાછાં આવતાં નથી. આવે છે તો મળતાં નથી. મળે છે તો મરતાં નથી. બેટા! તને ઘેલછા લાગી છે!'

૧૯૨૩

# વજુભાઈ : એક રેખાંકન

[૧]

**વજુભાઈ** આવ્યા ત્યારે હજી હું સૂતો હતો. પણ તેણે તો તેના નિયમ પ્રમાણે પ્રથમ ગોદડું ખેંચી લીધું, પછી મેં પછેડી વધારે સાવચેતીથી, ચારે તરફથી દાબી એટલે એમણે પગનાં તળિયાં શોધી કાઢ્યાં ! ને ગલગલિયાં શરૂ કર્યાં ! 'એ ઊઠું ! ઊઠું !' કહીને મેં તરત જ મોં ખોલી નાખ્યું : જાણે મહા વિજય પ્રાપ્ત થયો હોય તેમ વજુભાઈ પોતાની આનંદી મીઠી ભાષામાં મોટેથી બોલ્યા : 'કેમ નહોતા ઊઠતા ને?... પણ અમારી પાસે દરેક તાળાની કુંચી હોય છે, એ તમને ખબર નહિ હોય !'

વજુભાઈ સાથે મારી દોસ્તી તો હમણાં જ થઈ હતી. પણ સાધારણ રીતે વજુભાઈ ભારે મિલનસાર છે અને આનંદી પણ એવા જ. જીવનને જીવવાનો–જીવી કાઢવાનો, જાણે કે, એની પાસે ગુરુમંત્ર હતો. એ કહેતા કે 'અલ્યા ! કોઈ વાતને ગંભીર બનાવતા નહિ, નહિતર તમે મૂઆ પડયા છો ! આ જીવન જીવવું હોય તો મીઠી મશ્કરી દીધે જ રાખવી ! અને બહુ થોડું જાણવું !'

તે પોતે થોડાક ઘડિયાળી, થોડાક એંજિનિયર, થોડાક લડવૈયા, થોડાક પાકશાસ્ત્રી, થોડાક સુતાર, થોડાક કડિયા, અને એ ઉપરાંત પણ શું શું ન હતા? એક વખત શેરીમાં, ભગવાનજીભાઈનો પુત્ર મેડા ઉપરથી ગબડી પડયો ત્યારે વજુભાઈ, કોણ જાણે કયારે 'સેંટ એમ્બ્યુલન્સ'માં પઢેલા, પણ એવો સરસ પાટો બાંધી આપ્યો કે ડૉકટર આવ્યા ત્યારે પૂછયું કે આ પાટો બાંધનાર ડૉકટર કોણ હતા? સૌ હસી પડયા, ને વજુભાઈને દેખાડયા. વજુભાઈ તો વિનય કરતા બોલ્યા કે 'સાહેબ! અમે તો એ ગામડાશાહી કામચલાઉ ઊંટવૈદું કર્યું છે!...'

પણ જ્યારે ડૉકટરે કહ્યું કે, હવે પાટો ફરી ઉખેડવાની જરૂર નથી, કારણ કે હું પણ એ પ્રમાણે જ બાંધવાનો હતો, ત્યારપછી તો વજુભાઈ હાડવૈદ તરીકે પણ ખ્યાતિ પામ્યા હતા!

વજુભાઈમાં એક બીજી ખૂબી હતી. એ સૌને સમજાવી શકતા. એક વખત, એક ગામડિયો ઘી વેચવા આવેલો. આજકાલ અમારા મંડળમાં ઘીની બૂમ પણ ભારે હતી. અમે સો કેટલાક ઉઘાડે માથે, ને કોઈક તો ઉઘાડે પગે ત્યાં ભેગા થઈ ગયા હતા. વજુભાઈ જાણે કે જોખવાના કામમાં પણ પાવરધા. તેમણે તો સૌને ઘી જોખી આપ્યું. પણ પછી હિસાબનો ભારે ગોટો ચડયો. હું પેલા પટેલને સમજાવવા લાગ્યો કે 'તારા સત્તાવીશ આના થયા!—' સત્તાવીશ આનામાં પટેલ સમજે નહિ. મેં કહ્યું કે 'તારો એક રૂપિયો અને 'ઈલેવન—અગિયાર આનાઝ' થયા!' પણ પટેલ તો 'ઈલેવન' સાંભળીને મૂંઝાયો હતો

તે 'આનાઝ' સાંભળીને તો ગભરાઈ ગયો !

'ભાઈસાબ ! આ તમે બધા મોટા માણુસ—આવા ભણેલા થઈને અમારું ગરીબ માણસનું ખોટું કરશો ?' બે ત્રણ જણા ભણેલા પાસે ઊભા હતા તે 'charge of dishonesty' કહીને ખડખડ હસવા લાગ્યા ! એક ભાઈ વળી હમણાં જ 'સેકન્ડ એલ. એલ. બી.' પાસ કરી આવેલા, તે બોલ્યા કે 'આટલા ઉપરથી 'ડેફેમેશન' માંડી શકાય.' અને પછી તેમણે 'ડેફેમેશન' પર ભાષ્ય શરૂ કર્યું. ઘોડાના ડાબલા જેવા 'વીલ્સન ગોગલ્સ' ચડાવીને તે એવું અંગ્રેજી ફેંકવા લાગ્યા કે ઘીનો હિસાબ તો જાણે મોગલ જમાનાની વાત જેટલો જૂનો બની ગયો ! પણ એટલામાં વજુભાઈ પોતાની ઘીની તપેલી મૂકીને પૈસા લઈને આવ્યા. પેલો પટેલ તેના તરફ વળ્યો: 'ભાઈસાબ ! હું આ બીજા કોઈને ઓળખતો નથી, હું તો તમને ઓળખું ! બધોય હિસાબ મને ભેગો આપો !'

'ભેગો, ભેગો, ભલા માણુસ ! તારું તે આવા 'બારિસ્ટર' ખોટું નહિ કરે ?' એમ કહીને બધા પૈસા ભેગા કરીને પટેલને બરાબર હિસાબ સમજાવી દીધો, ને પછી પાછો માણુસ દીઠ સમજાવ્યો :

'જો—' વજુભાઈએ મારા માથા ઉપર હાથ મૂકયો, 'જાણે કે આ ડૉકટર સાહેબના સત્તાવીશ આના—બે રૂપિયામાં પાંચ આના ઓછા !'

'હા ! હા ! એક ઈ ભઈના હિસાબમાં સોખવટ નો'તી.' પટેલ પણ એક ઘડીમાં જાણે બધું સમજી ગયો. પણ વજુભાઈએ તો 'આ વકીલ સાહેબના, આ શેઠ

સાહેબના, આ બારિસ્ટર સાહેબના, અને આ બધા સાહે-બોના ભેગા' એમ કહી કહીને અમને પેટ પકડીને હસાવ્યા! અને પછી—અમારું કારકુન સાહેબોનું મંડળ પણ વારંવાર હિસાબ–કિતાબમાં, ને ખાસ કરીને ઘરમાં કોઈ અટપટી ચીજ જોઈતી હોય ત્યારે, એમનો આશ્રય શોધતું. મને સાંભરે છે કે એક વખત કનૈયાલાલ માસ્તર—એમનાં પત્નીએ કાથાની શીંદરી મંગાવી ત્યારે, વજુભાઈને ત્યાં તપાસ કરવા આવ્યા હતા, કે કાથો ને શીંદરી એ બે જુદી ચીજ છે, કે બે જુદી ચીજની એક જ મિલાવટ છે? વજુભાઈનાં વહુ તો એ સાંભળીને ખડખડાટ હસી પડ્યાં ને બોલ્યાં કે 'તમે આવાં વેદિયાં ઢોર જ રહેશો કે શું?' પણ વજુભાઈએ તો, એ ભાઈને, જાણે કે 'હાયર એલ-જિબ્રા'નો કોઈ કોયડો ઉકેલતા હોય તેમ, તેમનાં પત્ની ચાર ચીજ મગાવે તો તરત કાગળમાં ટપકાવી લેતા જોયા હતા, એટલે એમણે એ વાત પણ ચોખ્ખી રીતે સમજાવી, કે ભાઈ કાથો અને શીંદરી બે જુદા શબ્દોમાંથી, એક સમાસ થયો છે. ને સરળતાની ખાતર તેને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લગાડી 'કાથાની શીંદરી' એવો એક શબ્દ ઉપજાવી કાઢયો છે!—પણ તે વસ્તુ એક જ છે. અને તે 'પ્રાયશ:' સાત આઠ રૂપિયે મણ હોય છે!' 'પ્રાયશ:' શબ્દ વજુભાઈનો જ વાપરેલો હતો.

'આંટી લાવી એક ખાટલો ભરવામાં કેટલીક જોઈતી હશે?' કનૈયાલાલ માસ્તરે બીજી મુશ્કેલી રજૂ કરી.

પણ વજુભાઈ જવાબ આપે, તે પહેલાં, તો એમનાં પત્ની બોલી ઊઠયાં: 'અરે ભાઈ! એ તો ગમે તે

મુવાલીને પણ ખબરે હોય! કેટલી?–સાત આઠ શેર!'

કનૈયાલાલ માસ્તરને આ ઘા જરાક વધુ પડતો લાગ્યો. તે તેમાંથી, બેઠા થવા યત્ન કરવા લાગ્યા. એમના મનમાં, એક વાત ઘોળાઈ રહી કે આ વ્યવહારી જીવડાંને, સાહિત્યની તો કાંઈ કિમ્મત જ નથી? એ વાત સાચી છે કે હું કાથાની શીંદરી વિષે બહુ થોડું જાણું છું, પણ પ્લેટો વિષે એને શું ખબર છે? એક માણસ વ્યવહાર જાણે છે તો બીજો ઘણા આદર્શવાદીઓની માનસસૃષ્ટિ જાણે છે તેમાં ભેદ...

એમની આ વિચારમાળા કોણ જાણે ક્યાં અટકત, પણ વજુભાઈ તો આ બધાના હૃદયનું માપ બરાબર જાણતા હોય નાં? તે સમજી ગયા કે કનૈયાલાલ માસ્તરને ખોટું લાગ્યું છે. તેમણે તરત ઘા વાળી લીધો: 'અરે! પણ તને કાંઈ ખબર છે? મહિને હજાર હજાર રૂપિયા કમાવાવાળા બારિસ્ટરે એક વખત પૂછ્યું હતું કે નવેળી કઈ કોમની સ્ત્રીનું નામ છે? છારા? અરે! એ તો એ વિદ્વાનની જબરી ભૂલ—પણ એ ભૂલ ન કહેવાય—એ તો કહેવાય કાંઈનું કાંઈ! અરે! એક વખત એક ન્યાયાધીશ સાહેબે પૂછ્યું કે આ બીલીપત્ર—એમાં બીલી એટલે બિલાડી, એ તો જાણે સમજ્યા, પણ પત્ર એટલે શું?—એ તો આપણે એક ભાઈને ભાઈસાહેબ કરવા, ને બીજા ભાઈનું કામ કરવું ને ત્રીજાની સલામી લેવી, એટલે ખબર પડે એમાં શું?... લે, એનું કામ તું કરવા જા તો ખબર પડે. એના જેવો એક શબ્દ તો બોલી દે—તું સાંભળવા સભામાં જા તો ખબર પડે કે કેટલા કેટલા જીવ એને સાંભળવા

તરફડાટ કરે છે!'

કનૈયાલાલ માસ્તરનું મોં જરાક મલકાયું. એમને પણ લાગ્યું કે ના, મારી કિંમતની ખબર વજુભાઈને તો બરાબર છે!

'અરે! તમે પણ વજુભાઈ! આવી રીતે બના-વવાનું—'

'બનાવું છું? અરે! એમ હોય સા'બ? તમે પણ શહેરમાં એક હીરારૂપે છો! એનાં મૂલ્ય તો આંકતું હોય તે આંકે!'

પ્રસન્ન થયેલા કનૈયાલાલ માસ્તર ત્યાંથી ચાલ્યા ત્યારે વજુભાઈ પ્રત્યેનું એમનું માન વધી ગયું હતું! કનૈયાલાલ માસ્તરે થોડે દૂર જઈને કાગળ કાઢ્યો ત્યારે વજુભાઈ પાછળથી હસ્યા: અને હસ્યા પણ એવું કે કનૈયાલાલ માસ્તરે પાછું વાળીને જોયું.

'હું તમારી મહેનત બચાવું,' વજુભાઈ બોલ્યા: 'નહિતર વળી તમે અરધો શેર ઓછી લઈને જ ઘેર જશો, ને અમારાં ભાભી ઠપકો અમને આપશે.'

વજુભાઈ શું બોલે છે તે તરત તો કનૈયાલાલ માસ્તર સમજી પણ શક્યા નહિ. પણ જ્યારે વજુભાઈએ કીધું કે આઠ રૂપિયે મણ, માટે તમે આઠ શેર કાથી લેશો તો દોઢ રૂપિયો ને દોઢ આનો પડશે, ત્યારે એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, કારણ કે તેમણે કાગળમાં, આઠ આનાને ત્રણે ગુણી સાડાસાત શેરનું શું બેસે તે કાઢયું હતું, ને બાકી અચ્છેરનું કરવા, આઠ આનાને પાંચે ભાગવાની તૈયારી જ કરતા હતા, ત્યાં વજુભાઈએ બરાબર એ વર્ત્યું હોય તેમ હિસાબ

કરી દીધો ! કનૈયાલાલને વિચાર પણ આવેલો કે આઠ શેરને બદલે સાડાસાત શેર જ લેવી એટલે દોઢ રૂપિયો રોકડો થાય !

કનૈયાલાલે થોડે દૂર જઈને હિસાબ પાછો ભાગાકારની રીતે કરી જોયો હતો ને 'રફલી' એક પાઈ માથે થાય એ શોધી કાઢયું હતું ! પણ ત્યાર પછી ઘણી વખત કનૈયાલાલને એમ કહેતા સાંભળ્યા હતા, કે વજુભાઈનો માનસશાસ્ત્રનો અભ્યાસ ઘણો સંગીન છે ! વજુભાઈએ એ વાત એક દિવસ અમને કહીને ખૂબ ગમ્મત આપી હતી. પાછું બન્યું એવું કે બજારમાં જતાં કાથી નીકળી સાડાસાત રૂપિયે મણ—પછી તો કનૈયાલાલ સાડા સાત શેર લઈને જ આવ્યા ! અને અચ્છેર ઓછી લાવવા માટે તેમનાં પત્નીએ કહ્યું ત્યારે સમજાવ્યું કે એ તો વજુભાઈએ કીધું છે કે સાડા સાત શેર ઘણી થશે ! એ શેરીમાં પણ, આવી આવી બાબતમાં વજુભાઈ તો પ્રમાણરૂપ મનાતા, એટલે એમનું નામ સાંભળીને તેમનાં પત્ની ચૂપ જ રહ્યાં. પણ બીજે દિવસે અચ્છેર કાથીનો ખપ પડયો, ત્યારે કનૈયાલાલ માસ્તરે, એક 'એકસીર્સાઇઝ'નું પાનું કાઢી તેમાં હિસાબ ગણી કાઢયો. ને પછી અચ્છેર બીજી લાવ્યા ! કનૈયાલાલનાં પત્નીએ, એક વખત વજુભાઈને આવી ખોટી કરકસર શિખવવા માટે ઠપકો આપ્યો ત્યારે જાતું આ બધું પોકળ પકડાયું !

આજે સવારમાં જ ભાઈશ્રી શું કામ પધાર્યા છે, તે કળવું મુશ્કેલ હતું. કારણ કે વજુભાઈ સવારે તો ભાગ્યે જ નવરા હોય. રાત્રે જે કાંઈ તોફાન થયાં હોય, કોઈને બદમાશનો ડર લાગ્યો હોય, તો કોઈને પોતાના બારણાની સાંકળ

ખખડતી લાગી હોય, કે કૂતરાં વધારે પડતાં ભસ્યાં હોય, એ બધો હિસાબ સવારમાં વજુભાઈ પાસે રજૂ થઈ જતો. ને તેના પર છેલ્લો ચુકાદો આપ્યા પછી જ વજુભાઈ બહાર નીકળતા. પણ તેમને આ માનવંતો હોદ્દો કાંઈ મફતમાં મળ્યો નથી.

એક વખત રાત્રે પોળમાં બે ચાર બદમાસ સંતાઈ રહેલા હતા ને એક વાણિયાના ઘરમાં પેસી ગયા હતા. ઘરનાં બધાં જાગતાં જ હતાં એટલે 'કો કો' તો ખૂબ થયું: પણ કોઈની હિમ્મત ચાલતી નથી, એ જોઈને એક બદમાસે તો મણીબહેનનો હાર ઝૂંટવ્યો પણ ખરો! અને સૌને કો કો કરતાં મૂકી તે રવાના થયો. વજુભાઈ તો આગળથી ચેતેલા હતા, એટલે જ્યાં તે ગડબડાટ થયો કે તરત જ પોતે પોલીસનો વેષ ચડાવતાક ને તેના બારણા પાસે જ ઊભા રહ્યા. જેવો પેલો બદમાશ નીકળ્યો કે તરત જ તેમણે તો એક ધોલ ચોડી કાઢી! અને પાછી મોટેથી બૂમ પાડી: 'રામસિંહ! પકડો આ બદમાશને!'

રામસિંહ ફોજદારનું નામ હતું. બદમાશનાં તો એ સાંભળીને હાંજા ગગડી ગયાં ને તેણે વિચાર્યું કે આ તો મોટી પોલીસપાર્ટી હાજર થઈ ગઈ છે! વળી વજુભાઈએ સામે, એક ટૂંહા ઉપર પીળો કોટ લટકાવી રાખેલ, તે પોલીસ જેવો જ નજરે પડતાં તો બદમાસનાં પાણી મરી ગયાં!

એણે તો 'માબાપ! આ તમારા માટે!—' એટલું કહેતાંક ને હાર વજુભાઈના હાથમાં સેરવી દીધો, ને પોતે ઊભી પૂંછડીએ નાસી ગયો!

વજુભાઈ ઘરમાં ગયા, ત્યાં ડોશીમા 'હડહડતો કળજુગ આવ્યો છે—' વગેરે બોલી રહ્યાં હતાં અને શેઠ 'શું એમ લૂંટી જાશે? અબઘડી સાળાઓને પકડાવી પાડું' એમ બોલી બોલીને ખીંટી ઉપરથી પાઘડી લઈ માથે મૂકતા હતા, ને સાળો દુપટ્ટો કર્યા છે, એમ કહીને પાછી પાઘડી, માથા ઉપરથી, ખીંટી ઉપર મૂકતા હતા; પણ હેઠે ઊતરવાના તો સોગન જ લીધેલા. આ અમારા વજુભાઈ! જીવન જીવવાની આવડત એમના એકમાં. પાણી ઊંડું કોઈ દી ડોળે જ નહિ ને! ઈશ્વર કયાં છે એની ચર્ચા નહિ, એને નામે થાય એટલું કરી કાઢવાનું!

મેં પૂછ્યું: 'વજુભાઈ, અત્યારમાં કયાંથી આવ્યા?'

વજુભાઈએ કહ્યું: 'અરે ભાઈ! માણેકલાલ મળી ગયા હતા!'

વજુભાઈની વાત એટલે ખાસ્સો દોઢ કલાક તો ખરો જ. વજુભાઈની એક ટેવ હતી કે જ્યારે તમારી સાથે વાતો કરવા બેસે, ત્યારે પગ ઉપર ચડાવીને પોતાના પગના તળિયાંમાં હથેળી મારતા જાય અને વાતો કરતા જાય. જ્યારે એ પગ ઊતરે ત્યારે સમજવું કે હવે અઢારમા અધ્યાયનો છેલ્લો શ્લોક—अच्युतं केशवं—થવાનો છે.

'એવું બન્યું ભાઈ! કે પરમ દિવસ સાંજે હું જરા સ્ટેશન તરફ ફરવા જતો હતો. ત્યારે સામે મળી ગયા માણેકલાલ!' વજુભાઈ તો આટલો ઉપોદ્‌ઘાત કરી, પગ ઉપર પગ ચડાવીને બેઠા.

અમારા મંડળમાં માણેકલાલનું સ્થાન ઘણું ઊંચું હતું. ગમે તેવી દિલગીરીમાં પણ માણેકલાલને જો મળો તો

હસવું આવ્યા વિના રહે નહિ. આ માણેક જેવા માણેક-લાલની શોધ પણ મૂળ તો વજુભાઈએ જ કરેલી. સારા સાયન્ટીસ્ટને પારામાંથી સોનું મળતાં જે આનંદ થાય તેવો આનંદ, આ મૂર્તિનાં પ્રથમ દર્શને અમને થયેલો: માથે મેલી બેંગલોર ટોપી, ગળામાં ખીચોખીચ ભરાવેલી જાંબુડી નેકટાઈ, અને નીચે લબડતું પાટલૂન ! આ પાટલૂનને વજુભાઈએ 'કાબૂલી પાટલૂન' નું નામ આપ્યું હતું.

એક વખત એવું બન્યું કે અમે કાંકરિયા તળાવ તરફ ફરવા ગયા હતા. અમદાવાદના રસ્તા ગટર કરતાં ભાગ્યે જ સારા હોય છે, પણ તેવા રસ્તા ઉપર પણ ભાઈશ્રી, મીલોના ધુમાડાનો તંદુરસ્તીભર્યો શ્વાસોચ્છ્વાસ લેતા ઊભા હતા ! . . . એક તરફ રસ્તા ઉપર, પોતાની જાપાનીઝ લાકડીને ટેકાવીને ભાઈ જાણે કુદરતને નિહાળતાં હોય તેમ થંભી ગયેલા. વજુભાઈએ ચાલતાં ચાલતાં અમસ્તું જરા કહ્યું કે શું પંચરંગી આકાશ જુઓ છો કે સપ્તરંગી લૂગડાં નિહાળો છો ? ત્યાં તો માણેકલાલ હસતા હસતા અમને વળગી પડયા : તેમણે તો 'સાહેબજી !' થી વાત શરૂ કરી. અમે તો એક પોટલીમાં છાનામાના ડાળિયા સંતાડેલા, એટલે ચિંતામાં પડયા કે આ ભાઈશ્રી જરા છૂટકારાનો દમ ખેંચવા દે તો સારું ! પણ માણેક-લાલ તો નીકળ્યા માથાના. એમને પોતાનો ઈતિહાસ કહે-વાનો શોખ લાગ્યો એટલે : પોતે કેવી રીતે મેટ્રિકમાં નાપાસ થયા: હાલ પોલિસકોર્ટમાં કેવા હોદ્દા ઉપર છે, અને પોતાની સાથેના મેટ્રિકમાં પાસ થયેલા કેમ રખડે છે, પોતે 'યૂરોપિયન ડ્રેસ' થી 'પોઝીશન' કેમ જાળવી શકયા છે,

વગેરે વગેરે વાતો કરતા, માણેકલાલ તો બે ઘડીમાં જ અમારા ચિરપરિચિત હોય તેમ ખડખડાટ હસવા લાગ્યા !

વજુભાઈએ પણ પોતાની અકસ્માત શોધનો લાભ લેવો શરૂ કર્યો.

અમે જ્યાં કાંકરિયે પહોંચ્યા ત્યાં માણેકલાલે પોતાના ખીસામાંથી પોટલી કાઢી. રેશમી રૂમાલ હતો, એટલે કાંઈક સારી ચીજ સંઘરી હશે એમ ધારી અમે સામસામે અર્થભરી દૃષ્ટિ ફેંકી, અમારી પાસેની પોટલી છાની જ રાખવા સૂચના કરી દીધી ! પણ ત્યાં સૌની તાજુબી વચ્ચે માણેકલાલે રૂમાલ છોડયો ને તેમાંથી ધાણી નીકળી પડી ! માણેકલાલે વળી એના પર થોડું વ્યાખ્યાન કર્યું: 'ધાણી, તમે શું સમજો છો, ઘણી જ 'healthy' છે. એક વખત મારી ફઈના દીકરાને જરા અતિસાર થયેલો. પછી એને ધાણી ખવરાવી, અને તરત જ આરામ થઈ ગયો. હમણાં જ મેં એક છાપામાં વાંચ્યું હતું કે રશિયાના એક ડૉક્ટરે જાહેર કર્યું છે કે જો માણસ હમેશાં સાંજે ફરવા જાય ત્યારે ધાણી ખાય તો તેની શ્વાસનળીમાં, રસ્તાની ધૂળ વગેરેનાં જંતુઓએ પ્રવેશ કર્યો હોય તેમનો મૂળમાંથી નાશ થઈ જાય ! ત્યાર પછી હું હમેશાં સાંજે ફરતી વખતે ધાણી ખાઉં છું. બહુ જ healthy છે.'

પછી વજુભાઈએ એને અનુમોદન આપ્યું: 'એવી જ એક બીજી ફાયદાકારક ચીજ અમે શોધી કાઢી છે'

'એવી શી ચીજ છે ?'

ઠાવકા બનીને વજુભાઈએ ઉત્તર આપ્યો: 'સ્વીટ્ઝર્લેંડમાં ઈ. સ. ૧૮૪૦ માં ડૉ. બેન્સને એ શોધ પ્રથમ કરી હતી.'

માણેકલાલ તો બહુ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. અમે સૌ અજાયબી પામ્યા કે હવે વજુભાઈ ધાણી–ડાળિયાનો મેળ કરવાના કામમાં પડયા છે!

'ડૉ. બેન્સન એક વખત 'Nervous System' ની સુધારણા માટે સારા ખોરાકની શોધ કરતા હતા. અચાનક એમણે થોડા ચણા ઘોડાને ખાવા આપ્યા. બીજે દિવસે ઘોડાની નસોમાં ઘણો ફેરફાર માલૂમ પડ્યો. એ ઉપરથી એમણે શોધ કરી, ને ચણાને બહુ માનભર્યું સ્થાન અપાવ્યું. ત્યાર પછી એ વાત વિસારે પડી ગઈ. પણ 'ફરસાણ'ના શોખીન વાણિયાભાઈઓએ એનો પુનરુદ્ધાર કર્યો. ત્યારથી ચણા ખૂબ વપરાય છે. પણ તેને વાપરવાની સૌથી સારી રીત તો ભુંજેલા ચણા વાપરવા એ છે. અમે એટલા માટે હમેશાં ડાળિયા વાપરીએ છીએ.'

'એમ કે?' માણેકલાલે કહ્યું. એમને આ બધું નવું નવું હતું.

ત્યાર પછી વજુભાઈએ ચણાની પોટલી રજૂ કરી. ને તેમાંથી, ફોતરાં ફોતરાં વીણી ખાવા લાગ્યા!

'અરે! આ તમે શું કરો છો?' માણેકલાલ બોલ્યાઃ 'તમે ફોતરાં કાં ખાઓ?'

વજુભાઈએ બીજાં બે ચાર ફોતરાં મોંમાં મૂકતાં કહ્યુંઃ 'એ વાત તમે નહિ સમજો, પણ હું ઘેર મગની દાળ કરાવી, ફોતરાં ખાઉં છું ને દાળ ફેંકી દેવરાવું છું! બધું સત્ત્વ તો ફોતરામાં જ હોય! મેં તો રોટલીમાં પણ એમ જ કર્યું છે ને!'

'હેં!' માણેકલાલ છેલ્લામાં છેલ્લી શોધ વાંચી તે

પ્રમાણે વર્તવાનો ભારે શોખ ધરાવતા. એટલે તેમણે પણ ડાળિયાના ફોતરાં વીણવાં શરૂ કર્યાં.

તે દિવસથી માણેકલાલનું નામ અમારા મિત્રમંડળમાં દાખલ થયું હતું. ત્યાર પછી એક વખત, માણેકલાલ ક્યાંક જમવા ગયેલા. રસોઈમાં, વઘારેલી છડી દાળ હતી, એટલે માણેકલાલે તો તેમાં હાથ પણ બોળ્યો નહિ. ને ધીમેથી રસોયાને કહ્યું કે દાળનાં ફોતરાં હોય તો લાવજો! માણેકલાલને તો ફોતરાં મળ્યાં, એટલે, જાણે કાંઈ બન્યું ન હોય, તેમ ખાવા મંડયા! અમે અને વજુભાઈ તો એક ખૂણામાંથી, આ જોઈને પેટ ભરીને હસ્યા. પણ હજી માણેકલાલ ઘણી વખત ફોતરાં ખાવાનું, ભર નાતમાં પણ ભૂલતા નથી!

આ માણેક જેવા માણેકલાલની અમને હજી વધારે માહિતી મળી નથી. મળશે ત્યારે આપીશું. છતાં વજુભાઈએ એક વખત કહેલું સમજવા જેવું છે. જેને કોઈ દિવસ કોઈ માણેકલાલ મળતો નથી એ બિચારો જીવનને કોઈ દિવસ જાણતો નથી. તમારે જીવનની ખૂબી જોવી હોય તો ફિલસૂફોને ત્યાં જોડા ફાડતા નહિ, થોડાક મૂરખાઓને મળજો! તમારી જાત નિહાળવાનો એ અરીસો છે!

# તાતિયો ભીલ

આશરે સવાસો વર્ષ પહેલાંની વાત છે. મધ્ય હિંદના ડુંગરાઓમાં બે ઘોડેસવારો ચાલ્યા જતા હતા, એમાંનો એક તો પ્રખ્યાત અંગ્રેજ અફસર લૉરેન્સ હતો. બીજો સ્થાનિક કોટવાળ હતો. ઠગોને જેર કરવામાં લૉરેન્સે ઘણી બહાદુરી બતાવેલી; એ ઉપરથી જ એને મધ્યહિંદની આ કામગીરી સોંપવામાં આવી હતી. આંહીં એક બહારવટિયો પાકયો હતો. તાતિયો ભીલ એનું નામ. મોટા મોટા ચુનંદા અફસરો પણ એનો પીછો પકડવામાં નિષ્ફળ નીવડયા હતા. એની આસપાસ દંતકથાની એક સૃષ્ટિ ખડી થઈ ચૂકી હતી, એવો એ લોકપ્રિય થઈ ગયો હતો.

લૉરેન્સ એને વશ કરવા આવ્યો હતો. પણ પોતાને મળેલી આબરૂનું આંહીં લીલામ થશે કે શું એનો એના મનમાં ભય હતો. પોતાની સાથેના હિંદુ કોટવાળ સાથે એક પણ શબ્દ બોલ્યા વિના એ વિચારમાં ને વિચારમાં આગળ વધી રહ્યો હતો. બન્નેના દિવસોના પરિશ્રમ છતાં તાતિયાનો હજી પત્તો લાગ્યો ન હતો. મહાન તાત્યા ટોપીની માફક એ પણ, ઘડીના છઠ્ઠા ભાગમાં હાથતાળી દઈ ને નાસી જવાની અદ્ભુત

શક્તિ ધરાવતો હતો. કોટવાળને લખનૌના એક રોહિલાની વાત અચાનક યાદ આવી ગઇ.

'એક રોહિલા બહારવટિયાની વાત મને યાદ આવે છે, હજૂર !' કોટવાળે સમય ગાળવા માટે પોતાની યાદદાસ્તને ઢંઢોળી કાઢી.

'શું છે ?'

'એણે પોતાનું બહારવટું વિચિત્ર રીતે પાર પાડ્યું હતું. એનું બહારવટું હતું, લખનૌના વજીર સામે. વજીર, એના બાળકને ને સ્રીને બન્નેને બાથમાં રાખીને બેઠેલો. કોઈ રીતે છોડે નહિ. ને બહારવટાની વાત પણ થાળે પડે નહીં !'

'હં'

'પછી એક દી ભાઈ ! ધોળે દીએ વજીરના મકાનમાં એ ઘૂસી ગયો. આયા બગીચામાં બેઠી, વજીરના બે બાળકને રમાડે. પેલાએ તો દોડીને એ બન્ને બાળકને જ પકડી લીધાં !'

'પકડી લીધાં ? કોઈ દરવાન નહિ હોય ?'

'ઘૂસેલો જ મોટો કોટ ઠેકીને. એણે તો જીવ ઉપર આવીને રમ્મત માંડેલી. આયાએ તો રોકકળ માંડી. ને દોડતાં જઈને વજીરને ખબર આપી.

'વજીર તો હાંફળાફાંફળા દોડ્યા. પણ રોહિલાએ બંદૂક બતાવી તેમને રોકી દીધા: 'એક ડગલું આગળ અને આ છોકરા નહિ હોય મહેરબાન !' એણે ભયાનક વાત કરી.

'પણ તારે છે શું ?' વજીરે પૂછ્યું.

'મારી જમીન—મારી બૈરી—'

'એ પાછાં મળે, પછી ?'

'બહારવટિયો બોલ્યો : 'ના, એમ નહિ; અંગ્રેજ રેસિ-

ડેન્ટ જામીન થાય તો માનું. તમારો તે ભરોસો હોય ?'

'વજીર અંગ્રેજ રેસિડેન્ટ પાસે દોડયો. એને પગે પડીને તેડી લાવ્યો ને એ રીતે પોતાનાં બચ્ચાં બચાવ્યાં. તાતિયો ભીલ પણ, જનાબ ! એ માયલો છે ! એક હજાર વાત, એના દેખાવાની કાને આવે છે, પણ કોઇએ કયાંય દીઠો ?'

કોટવાળે વાત પૂરી કરી.

"પોતાની આજ સુધી મેળવેલી પ્રતિષ્ઠાનું શું ?' કર્નલ લૉરેન્સ આવી ચિંતામાં પડયો. એને અંતરમાં ઊંડે ઊંડે એમ હતું કે સરહદ પ્રાંતના પેલા પ્રખ્યાત બહારવટિયા દિલાવરખાનને જેવી રીતે લમ્સડેન સાહેબે વશ કરીને સૂબેદાર દિલાવરખાન બનાવ્યો હતો,* તેવું પોતે કાંઈક કરશે ! પણ આંહીં આ તાતિયો ભીલ ગજબનો નીકળ્યો ! એનો ભેટો જ થાય નહિ ને ! અને છતાં ય તાતિયો પોતાનું કામ કરતો જ હોય ! આ હિંદુ કોટવાળ આજે આશાજનક સમાચાર લાવ્યો હતો પણ તેમાં ય નાસીપાસી મળી. અત્યારે એ બન્ને બરેલી પાછા ફરી રહ્યા હતા.

તેઓ બરેલી પહોંચ્યા. બરેલીમાં તેમના સહાયક ત્રણસો આદમીઓનો જથ્થો તૈયાર હતો. પણ બરેલી ગામ તાતિયાના પરાક્રમ ઉપર મુગ્ધ હતું. થોડા દિવસ પર જ એક વાત પ્રગટ થઈ હતી કે તાતિયો એક ગામ લૂંટવા ગયો. ગામને પાદર નદીએથી માત્ર એક ગભરૂ બાળા પાણીનું બેડું ભરીને આવે. બીજું કોઈ દેખાય નહિ. સાંજનો વખત હતો. તાતિયાની રાડ તો બધે હતી. પેલી

* યંગહસબન્ડની 'The story of the guides' માં જાણવા જેવી આ આખી વાત આપેલી છે.

છોકરી મૂંઝાઈ ગઈ. તેનાથી તાતિયાની બીકે રાડ પડાઈ ગઈ. પણ તાતિયો તો એના પાણીના બેડામાં બેચાર સોનામહોર નાખીને એને સતાવ્યા વિના જ ચાલ્યો ગયો! બરેલી ગામના ભીલો તો તાતિયાનાં પરાક્રમ પર મુગ્ધ હતા.

બરેલી પહોંચીને લૉરેન્સે કેટલાક ભીલોને સાથે લઈ સેનાના વિભાગ પાડી નાખ્યા. જે બાજુ તાતિયાના સગડ હતા તે બાજુ કર્નલ ને કોટવાળ બન્ને ઊપડયા. જે વિભાગને તાતિયાનો ભેટો થાય તેણે બંદૂકનો બાર કરવો એવો સંકેત હતો. જેમ જેમ લૉરેન્સ આગળ ગયો તેમ તેમ મધ્ય હિંદનાં જંગલોની ભયંકરતા એને સમજાવા માંડી. અજવાળું તો એક તરફ રહ્યું, પણ જંગલમાં ચાલવા જેવી કેડીનું પણ નામ મળે નહિ. જનાર કયાં જાય છે એ પોતે જ જાણે નહિ ને! આ રીતે એ ભયંકર જંગલમાં સૈનિકો સાથે તાતિયાને શોધવા લૉરેન્સ ચાલ્યો. થોડી વાર પછી સૌ જુદા જુદા વીખરાવા માંડયા. કર્નલ અને કોટવાળ પણ જુદા પડી ગયા. આવા ઘોર જંગલમાં કોઈ માણસ રહી શકે એ વાત જ અશકય લાગતી હતી. એટલામાં જે બાજુ કોટવાળ ચાલી રહ્યો હતો, ત્યાં રસ્તામાં એક ઠેકાણે એણે એક સ્ત્રીને લાકડાં વીણતી જોઈ.

કોટવાળને શંકા પડી. તે તેની તરફ ગયો. તેને રૂઆબથી પૂછ્યું: 'કોણ છે તું? આંહીં શું કરે છે?' જવાબમાં પેલી સ્ત્રી ખડખડાટ હસી પડી. પોતાની શંકા વધારે દૃઢ થતાં કોટવાળે કહ્યું, 'તાતિયા ભીલને ઓળખે છે તું?'

'ના રે ભૈ! તાતિયા ભીલને હું તે કયાંથી ઓળખું? અમે તો રજપૂત છીએ.'

'તાતિયો ભીલ જે બહારવટિયો છે એની વાત છે! એને તો તું ઓળખે છે નાં?'

'નામ તો સાંભળ્યું છે. પણ મારે મારાં નાકકાન ઘરેણે મુકાવવાં નથી. તમારામાં શી તાકાત છે કે તમે મને પાછળથી રક્ષણ પણ અપાવી શકો? તાતિયો તો ગજબનો છે!'

કોટવાળનો તો આ સાંભળીને પિત્તો જ ગયો. તેણે તો એકદમ પેલી સ્ત્રી તરફ દોટ મૂકી અને તેનો હાથ પકડી લીધોઃ 'સાલી! સધની દીકરી થાવા જાય છે? ચાલ, સાહેબ પાસે, જાણે છે ને બોલતી નથી?'

પણ અરે! આ શું! પેલી સ્ત્રીએ તો એક એવો ઝાટકો લગાવ્યો કે કોટવાળના હાથમાંથી તેનો હાથ છૂટી ગયો. ને તે તો દૂર ઊભી ઊભી લજ્જિત બનેલા એ વીરપુરુષ તરફ મશ્કરીભરેલું હસી રહી!

કોટવાળને શંકા પડી. બાઈ માણસમાં આવું બળ હોય નહિ! આ તાતિયો તો નહિ હોય? એણે બારીકીથી નખશિખ એને જોવા માંડી! હતી તો બાઈ. કદાચ, તાતિયાની વહુ હશે. એ સામ દામ ભેદ—વિચારવા માંડયો. એટલામાં તો પેલી સ્ત્રી બોલીઃ 'હું તાતિયાને બતાવું તો તમારે મને એક હજાર રૂપિયા આપવા. બોલો છે કબૂલ? તો તાતિયાનો પત્તો હમણાં મેળવી આપું, પણ રૂપિયા એક હજાર પડશે!'

'અરે હજારના કાકા!'

'પણ પછી મને બાઈ માણસને છેતરો તો?'

'મા વિંધ્યવાસિની મને પૂછે. મા રેવાના સોગન!

આના સમ જો. . . .' કોટવાળે પોતાની જનોઈને હાથ લગાવ્યો.

'ના પણ—અમારે રાતદનનાં આંહીંનાં કામ! તમે ગોતી કાઢો, હું તો ફક્ત મારગ બતાવું!'

'એમ તો એમ.'

'તો શું આપો?—'

'હજાર રૂપિયા.'

'ફરશો નહિ નાં?

'ભગવાન મને પૂછે, ફરું તો.'

છતાં પેલી બાઈ તો જાણે હજી એનામાં વિશ્વાસ ન મૂકતી હોય તેમ કોટવાળને લાગ્યું.

'સાત જનમારા મારું નિર્વંશ જાય, જો ફરું તો— બસ?'

હવે જાણે વિશ્વાસ આવ્યો હોય તેમ તેણે કોટવાલને ચૂપ રહેવાનો આંખનો ઈશારો કર્યો. બાઈ આગળ ચાલી, ને કોટવાળને પાછળ આવવા નિશાની કરી. કોટવાળની અધીરાઈનો પાર ન હતો. એની ખુશાલીને પણ કોઈ સીમા ન હતી. તે એક જ ઝપાટે પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ થવાનું સ્વપ્ન જોઈ રહ્યો. તે તેની પાછળ પાછળ ચાલ્યો.

આ બાજુ કર્નલ સાહેબ કોટવાળથી છૂટા પડીને જંગલના બીજા જ ભાગમાં ભમી રહ્યા હતા. તે જંગલના એવા તો ગીચ ભાગમાં આવી પહોંચ્યા કે જ્યાં સામસામાં ઉભેલાં ઝાડવાંની વચ્ચે કેડી જ ન મળે! ક્યાં જવું? માણસ કોઈ પાસે હતો નહિ. એ તો એમ ને એમ ત્યાં ઊભા રહી રસ્તાનો વિચાર કરી રહ્યા હતા, એટલામાં

તો બંદૂકો ફૂટવા માંડી. તાતિયો જડયાનો એ સંકેત હતો. હર્ષોન્માદમાં કર્નલ એક પથ્થર પર ઘડીભર બેસી ગયા. પોતે એ માન ન મેળવી શકયા એની મનમાં ખટક માત્ર રહી ગઈ.

પણ એટલામાં એમના હૃદયને થથરાવી મૂકતો કાંઈક અવાજ તેમને કાને પડયો. એવો શબ્દ એમણે કોઈ દિવસ સાંભળ્યો ન હતો. કોઈ જંગલી પશુ હોય તો તેને હણવા બંદૂક તૈયાર કરી તે બેઠા. પણ થોડી વારમાં તો એક દીન, હીન,, જીર્ણ વસ્ત્રવાળો, નિર્માલ્ય મજૂર, લાકડાંનો ભારો લઈને એક બાજુ તરફથી દોડતો નીકળ્યો. તે પણ આ વિચિત્ર શબ્દથી ડરીને દોડી રહ્યો હતો.

એટલામાં તો એક સાહેબને અહીં બેઠેલા જોઈને પેલો મજૂર પણ ભારો નીચે મૂકી હાથ જોડીને આગળ જ આવ્યો: 'બડા સા' બ ! હજુર ! અન્નદાતા ! ગરીબ માણસ છું. મજૂરી કરી લાકડાં ભેગાં કરું છું, અન્નદાતા ! મહેરબાન !' તે કરગરવા લાગ્યો.

'અલ્યા કોણ છે તું ?'

'સા'બ ! અન્નદાતા ! હું તો લાકડાંવાળો છું. મારી બૈરી સાથે અહીં આવ્યો હતો, પણ તે કયાંક ભૂલી પડી ગઈ લાગે છે. એને શોધવા નીકળ્યો ત્યાં આ અવાજ સાંભળી આ તરફ દોડી આવ્યો. કાંક પડયું લાગે છે !'

'આ આવું જંગલ કયાં સુધી છે ?'

'સા'બ ! શી ખબર ? એનો કોણે તાગ લીધો છે ? હું મારું બૈરું લઈને હમેશાં આવું છું. આજે જ આવું થયું. કાંઇક એવો ધડાકો સંભળાયો કે હું દોડયો.

અને મારું બૈરું તો કોણ જાણે ક્યાં રહી ગયું. અરે રામ!'

'ત્યારે ચાલ સાથે, આપણે તારી બૈરીને શોધીએ!'

'અરે અન્નદાતા! ના, મા બાપ! આ જંગલ તો તાતિયા ભીલનું ઘર કહેવાય: હવે કાંઈ બૈરું આંહીં પાછું હાથ આવે?'

'તાતિયો ભીલ ક્યાં આંહીં રહે છે?'

'આ જંગલમાં જ પડ્યો છે, અન્નદાતા! પણ એ તો એક દી આંહીં તો બીજે દી વળી પાંચ દસ ગાઉ આઘે. પણ હોય આટલામાં ને આટલામાં!'

'એનું રહેવાનું કોઈ એક ઠેકાણું તું બતાવીશ? હું તને આ વીંટી આપું!'

'એક તો આંઈ જ છે અન્નદાતા!'

'ક્યાં?'

'એના મારગનો ક્યાં પત્તો છે માબાપ? પણ છે આટલામાં ને આટલામાં!'

'તો મારી સાથે ચાલ—એની ઝૂંપડી બતાવ, તને ઇનામ પણ મળશે. જો આ મારી વીંટી તને મળશે.'

મજૂર વીંટીનું નામ સાંભળી રાજી થયો.

મજૂર ને કર્નલ બન્ને જંગલમાં ચાલ્યા. મજૂર રસ્તામાં બોલ્યો: 'સાહેબ! બૈરું પણ દાનતનું કાંક ખોટું. એની મેળે ક્યાંક ભાગી બેઠું હોય તો ના ન કહેવાય!'

'એ ભલેને ગમે તેમ હોય. તને તો આ મારી વીંટી મળશે!' કર્નલે કહ્યું; 'તેના રૂપિયા આવશે ત્રણ હજાર. એમાંથી બીજાં બે બૈરાં કરજે ને!'

કર્નલને મનમાં ગડભાંજ થતી હતી. મજૂર એવો

જંગલી દેખાવનો હતો કે લાલચથી દોરાઈને એ વાત જોડી કાઢતો હોય તો ના નહિ !

'જો આ વીંટીમાં હીરો છે. એના જ રૂપિયા ત્રણ હજાર પડે ! પણ તાતિયાનો પત્તો લાગે તો !'

'અરે ! માબાપ ! ઈ ચોર એક ઠેકાણે ઠરી ઠામ ક્યાં રહે છે ? પણ રહો. . . પેલો અવાજ પાછો થયો કે શું ?'

પણ કાંઈ અવાજ આવ્યો નહિ. એવામાં મજૂર જાણે કંઈ આધારભૂત નિશાની મળી હોય તેમ નીચે જોઈ રહ્યો હતો.

'આંહીં જ લાગે છે ચોર, સાહેબ !' તે અચાનક ધીમેથી બોલ્યો.

તેણે નીચે પડેલી કાંઈક નિશાની બતાવી, પણ એમાં કર્નલને કાંઈ સમજણ પડી નહિ. એણે તો વીંટીનો હીરો મજૂરને બતાવ્યોઃ 'તો તું ફાવ્યો !' તેણે બહુ જ ધીમેથી કહ્યું.

આગળ જતાં જંગલ તો ઘાટું આવ્યું ને રસ્તો વિકટ થતો ગયો. પેલો મજૂર અચાનક બોલ્યોઃ 'સાહેબ ! તમારે બોલ્યું પાળવું પડશે હો !'

'પાળવું, પાળવું, આ વીંટી આપવાની, જો તાતિયો જડે તો.' ગોરા સાહેબે કહ્યુંઃ 'ચોક્કસ આપવી !'

જંગલ તો ઘાટું થતું જ ગયું. માણસ માંડ ગોઠણભેર થઈને, વળીને, છોડવાને ખસેડીને, આગળ ચાલી શકે તેવું આવતું હતું. સાહેબને બંદૂક લઈને ચાલવું મુશ્કેલ લાગવા માંડ્યું. પેલા મજૂરે સાહેબની બંદૂકનો ભાર ઉપાડી લીધો ને પોતે આગળ રસ્તો કરતો ચાલ્યો.

થોડી વારમાં તેઓ એક ખુલ્લી જગ્યામાં આવી

પહોંચ્યા. ત્યાં સામે એક ઝૂંપડી પાસે એક બે માણસ ઊભાં હતાં.

મજૂરે એકદમ મૂંગા રહેવાની નિશાની કરી દીધી. ને તે કોઈ જુએ નહિ તેમ જંગલની ઓથે ઓથે આગળ વધવા માંડયો, 'સા'બ! હવે અવાજ થાય નહિ હો. નહિ તો મુઆ પડયા છીએ!' તેણે એક વખત પાછા ફરીને પાછળ આવી રહેલા કર્નલના કાનમાં કહ્યું.

'કેમ?'

'પેલા જોયા નહિ? એ તાતિયાના ચોકીદાર લાગે છે!'

ધીમેથી કર્નલ તેની પાસે આવ્યો. હાથ લાંબો કરી તેના કાનમાં કહ્યું: 'મારી બંદૂક લાવ.'

પણ અરે! મજૂર તો એકદમ જ પાછળ હઠી જરાક દૂર ખસીને તરત હસી પડ્યો: 'સાહેબ! તમારે બંદૂકની જરૂર નથી. તમે તો મારા મહેમાન છો. હું જ તાતિયો! મારું ઇનામ લાવો!'

આ કંગાળ જેવો માણસ—આ તાતિયો!

લૉરેન્સ સાહેબ તો છક્ક થઈ ગયા. પણ એટલું સારું હતું કે એમનું આ પરાક્રમ જોવા કોઈ કાળી ચામડીનો આદમી ત્યાં હાજર ન હતો.

તાતિયા વિષેનો લૉરેન્સનો ખ્યાલ જ બદલાઈ ગયો. દેશીઓ આળસુ હોવાથી બહારવટિયો પકડાતો નથી એ માન્યતા સરી ગઈ. એમનું રાજકર્તા પ્રજા તરીકેનું અભિમાન ઘવાયું પણ આંહી અત્યારે તો હવે ગુપચુપ ઊભા રહ્યા વિના છૂટકો ન હતો. એમને એક જ આશ્વાસન હતું. પોતે પોતાના જ તાબાના કોટવાળની હાજરીમાં આ પ્રમાણે

બની ગયા હોત તો ભારે થાત.

પણ એટલામાં એ રહીસહી આબરૂ પણ નિર્મૂળ થવાની હોય તેમ એ જ વખતે પેલો કોટવાલ ને પેલી સ્ત્રી બન્ને ત્યાં આવી પહોંચ્યાં. ખૂબી એ હતી કે કોટવાલ પણ એ જ પ્રમાણે હથિયાર વિનાનો બન્યો હતો. એની બંદૂકનો ભાર પણ પેલી મજૂર સ્ત્રી ઉપાડી રહી હતી! બન્ને એક-બીજાને આંહીં જોઈને પહેલાં તો સ્તબ્ધ થઈ ગયાં!

'આપ આંહીં ક્યાંથી, નામદાર?' કોટવાળે પૂછ્યું.

'તમને અહીં કોણ લાવ્યું, કોટવાલ?'

'મને તો આ બૈરી, તાતિયો ભીલ દેખાડવાનું કહીને લાવી છે. ક્યાં છે તાતિયો?' તેણે પેલી બાઈને પૂછ્યું.

જવાબમાં પેલી સ્ત્રી ફરી હસી: 'ત્યારે આ તમારી સામે કોણ ઊભું છે સાહેબ!' તેણે મજૂર તરફ આંગળી બતાવી:

'ત્યારે તું કોણ છે?'

'હું? હું તો એની જોડે ફરવાવાળી, રખડવાવાળી, રોટલા ઘડવાવાળી, એની ઘરવાળી જે ગણો તે. એની રાણી ગણો તો રાણી!'

કોટવાળ ને લોરેન્સ બન્ને તો એકબીજાને જોઈ જ રહ્યા. બોલવા જેવું રહ્યું જ ન હતું. 'પણ હવે આ વહેલો મોડો હાથ આવ્યો જાણવો—જો આંહીથી સહીસલામત નીકળી જવા દે તો–પણ હવે આ શેનો જવા દે?' કર્નલ વિચાર કરી રહ્યો. એટલામાં તો તાતિયો બોલ્યો: 'સાહેબ! હવે તો જરા આરામ કરો, રોટલા બનાવીએ!'

થોડી વાર પછી સૌએ ફળ ખાધાં. અનેક પ્રકારની વાત-

ચીતો તાતિયાએ કરી. પોતાના સુખદુઃખની કથની કહી. તાતિયાની વાતથી બન્ને અફસરો આશ્ચર્ય પામ્યા. પણ એમને તો એમની ફરજ બજાવવાની હતી, એટલે વાત સાંભળતા છતાં, તેઓ કાંઈ છેક અસાવધ ન હતા. કોઈક અચાનક આવી ચડે એવી આશા પણ અંતરમાં ખરી. એટલામાં તો ઝૂંપડીમાંથી કોઈકના રડવાનો અવાજ સંભળાયો.

દેખીતી રીતે બહારવટિયો કોઈ શ્રીમંતને કેદ કરીને પૈસા કઢાવવાની વેતરણમાં હશે, ને એવા કોઈ અભાગી આદમીનો આ અવાજ છે એમ બન્ને જણને લાગ્યું. તાતિયો એ કળી ગયો. 'સાહેબ ! હું તમે ધારો છો તેવો ખૂની નથી. આ તો એક અપંગ વૃદ્ધ કંગાળ ડોસી રસ્તામાં પડી હતી તેને હું અહીં લાવ્યો છું. તે રડે છે.'

'તો મને બતાવ.' કર્નલને વાત સાચી ન લાગી.

'ખુશીથી.' કહી તાતિયો અને તેની સ્ત્રી મીરાં બન્ને અફસરોને લઈને ઝૂંપડીમાં ગયાં.

કર્નલે ધાર્યું હતું કે લૂંટારાનું ઘર એટલે કાંઈ ને કાંઈ લૂંટ પડી હશે. પણ ઝૂંપડીમાં એક તૂટેલો ખાટલો હતો; એક જૂનું માટલું હતું. બીજું કાંઈ જ ન હતું. તૂટેલા ખાટલા પર એક રોગિયલ ડોશી પડી હતી ને દુઃખને લીધે ઉંહકારા કરી રહી હતી.

'ડોશીમા !' તાત્યિો પેલી ડોશી પાસે ગયો: 'મા ! હવે કેમ લાગે છે? કાંઈ સારું છે? મેં દવા આપી તેથી કાંઈ ફેર લાગે છે, મા?'

લૂંટારાની આ માનવતા જોઈ કર્નલ આશ્ચર્ય પામ્યો. તેણે તાતિયાને પૂછ્યું: 'તમને વૈદું આવડે છે?'

'સાહેબ, નહિ જેવું, આ તો અમારું જંગલવૈદું!'

ઝૂંપડીમાંથી બહાર આવ્યા ને લૉરેન્સ સાહેબે તાતિયાને કહ્યું. 'તમારા જેવા માણસને તો સરકારી નોકરીમાં રખાવું. હું મારાથી બનતું બધું કરું. તમે આ ધંધો છોડી દો!'

તાતિયાનો ઘેરો ખિન્ન વિષાદભર્યો અવાજ સાંભળીને કર્નલ ચોંકી ઊઠ્યો.

'સાહેબ! ફિરંગી લોક તમામે તમામ મેં જોયા છે. હું તો કોઈ દી કોઈ મારું ભલું કરે એમ માનતો નથી. મેં ઘણાને મારાથી બનતું કાંઈક આપ્યું છે, પણ મને તો હમેશાં ખાસડાં જ મળ્યાં છે. મારા મનમાં એનું દુઃખ પણ નથી. દુઃખમાં દુઃખ તો મને એક જ વાતનું છે. હું તો કોક દી મરીશ, કેટલા દી જીવવાનો, ગોરાના હાથ લાંબા છે, પણ મને દુઃખ તો આ બૈરીનું છે. પડછાયાની પેઠે એ મારી પડખોપડખ રહી છે. આ એક નારી—જે મારી પાછળ ભમી રહી છે, તેનું દુઃખ છે.'

'મારે માટે થઈને જાત વેચતો નહી, તાતિયા! ભૂંડા! બ્હારવટું ઉપાડયું છે, એ તો હવે કાં આ પાર ને હવે કાં પેલે પાર! મારા સારુ થઈને મન મોળું થાવા દેતો નહિ! મને તો જાળવનારાળી હજાર હાથુંવાળી છે!'

મીરાંના શબ્દે તાતિયો ને સાહેબ બન્ને ચોંકી ગયા. કર્નલના શબ્દમાં વિશ્વાસ મૂકવાની તાતિયો તૈયારી કરતો હતો તે જાગી ગયો. કર્નલને આ નારી પોતાનું હૃદય સમજી જનારી લાગી. કારણ કે પોતાને મળેલી પ્રતિષ્ઠા પર પાણી ફેરવનાર માણસને શી રીતે હાથમાં લેવો એ વિષે જ

એ વિચાર કરી રહ્યો હતો.

થોડીવાર પછી બન્ને પોલીસ અફસરો બોલ્યા: ' હવે અમે જઈએ ? '

તાતિયો હસ્યો: ' પણ તમને રસ્તો નહિ મળે. ચાલો હું મૂકી જાઉં. '

કોટવાલ ને કર્નલ આશ્ચર્યમાં ઊભા થયા. એમણે આ મશ્કરી માની. પણ બહારવટિયો તરત ઊભો થયો: ' ચાલો ! ' મીરાં પેલી બીમાર ડોશીની સારવાર માટે અંદર ચાલી ગઈ. તાતિયો બન્ને અફસરો સાથે ચાલ્યો. પણ તે સાવચેત ને હથિયારબંધ હતો. પેલા બન્ને હથિયારવિહોણા હતા. રસ્તામાં તાતિયાએ કહ્યું: ' સાહેબ ! મેં તમને તાતિયો બતાવ્યો. હવે મારું ઇનામ મળવું જોઈએ ! '

કર્નલ બોલ્યો: ' પણ અમારા ઈંગ્લંડનો રોબિન હૂડ નામે બહારવટિયો તો ધાર્યાં નિશાન પાડતો. હજી એટલો તું કાચો છે. આ વીંટી તું ઉપાડી લે તો તું ખરો. હું આપું એમાં શી મજા ? '

તાતિયો કાંઈ બોલ્યો નહિ. સહેજ મોં મલકાવીને વિચારમાં પડી ગયો. થોડે દૂર ગયા પછી અટક્યો: ' સાહેબ ! બસ, હવે અમારી હદ આવી ગઈ. તમારાં હથિયાર હું પાછળથી મોકલી આપીશ; ને તમારી સામે તો એ નહિ જ વપરાય એની ખાતરી રાખજો. '

આટલું બોલી તાતિયો જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

પણ બહારવટિયો ઘણો સાવધ રહ્યો હતો છતાં એક વાત ભૂલ્યો હતો. કોટવાળ ને કર્નલ બન્ન પાસે બ્યૂગલો રહી

ગઈ હતી. બહારવટિયો અદૃશ્ય થયો ન થયો કે તરત જ તેમણે બ્યુગલો વગાડયાં. એ અવાજ તો છાવણી સુધી જઈ પહોંચ્યો. ઘોડેસ્વારો ને પાયદળ આવી પહોંચ્યાં. એકદમ સૌને જંગલ ખૂંદી વળવાનો હુકમ છૂટયો.

રસ્તો કાંઈક તો યાદ રહી ગયો હતો. સૌ ઝૂંપડી શોધવા તરફ વળ્યા. તાતિયાની ઝૂંપડીની બહાર નીકળ્યા પછી કર્નલે આખે રસ્તે છુટાછુટા કાગળના કટકા, તાતિયાને ખબર ન પડે તેમ, વેર્યા હતા. એ નિશાનીના જોરે જંગલમાં પ્રવેશ કરવાનો હતો. પણ કાગળનો એક પણ કટકો ક્યાંય ન મળે ! ને સૌ ભેગા થઈને તો આખું જંગલ ખૂંદી વળ્યા પણ પેલી ઝૂંપડીનો પણ પત્તો ન મળે !

વીલે મોંએ તે પાછા ફર્યા.

*

આ વાતને છ સાત દિવસ થયા. કર્નલને તાતિયાની ચાતુરી સમજાઈ ગઈ હતી, એટલે કોટવાળ તથા કર્નલ તંબૂની બહાર બેસી જુદાજુદા રસ્તા રોકી જંગલમાંથી કોઈ માણસ છટકી ન શકે એની યોજના કરી રહ્યા હતા. એટલામાં શોરબકોર થઈ ગયો: 'દોડો ! તાતિયો ! તાતિયો !' સિપાઈઓ દોડતા જણાયા. કોટવાળ ને કર્નલ ઘોડા ઉપર ચડી મારતે ઘોડે પાછળ પડયા.

પણ તાતિયો ચાલાક હતો. એ તો જેટલી લૂંટ મળી તેટલી લઈ પાછો જંગલમાં રફૂ થઈ ગયો. રસ્તામાં એક તાજા લૂંટાયેલા ગૃહસ્થ માથું કૂટી રહ્યા હતા. તેની

પેટી ખુલ્લંખુલ્લાં પડી હતી ને રેશમી શાલદુશાલા રસ્તા પર વેરાઈ ગયા હતા.

કર્નલના નીકળતાં જ તેણે કપાળ કૂટયું: 'હુજુર! બદમાશે મને પરદેશીને પણ ન મૂકયો. મારો બધો માલ ગયો. હુજુર, એને પકડો, પકડો—આ હમણાં જ ગયો!'

તે વેપારીને લૂંટીને ને જે હાથ પડયું તે લઈને તે ભાગ્યો છે, એટલે દૂર નહિ હોય એ વિચારથી સૌ ઉત્સાહમાં આવી ગયા. પેલા પારસી વેપારીને તો કર્નલે કહ્યું, 'તમે હવે જતા નહિ. તમે અહીં રહો. માણસો ચારે તરફ દોડયાં છે, એટલે તાતિયો પકડાતાં હવે વાર નહિ લાગે.'

પારસી ગૃહસ્થે કહ્યું: 'ખુદા તમને આવરદા બક્ષે, સાહેબ!'

તે શેઠ ત્યાં રાત રહી ગયા. સાહેબના તંબૂ પાસે જ એમનો ઉતારો રાખ્યો. એમની પાસે કિંમતી માલ હતો તે તંબૂમાં મુકાવ્યો.

આખી રાત તાતિયાને પકડવાની ધમાલ ચાલી.

કર્નલને તો રાત્રે સ્વપ્નું પણ આવ્યું કે જાણે તાતિયો પકડાઈ ગયો છે ને માફી માગતો તેની સામે ઊભો છે. તે ઊઘમાં ને ઊંઘમાં કાંઇક બકી પડયા ને ઝબકીને જાગી ગયા. ત્યાં તો સામે પેલા શેઠ ઊભા વિનતી કરી રહ્યા હતા: તાતિયો તો કાંઈ પકડાયો ન હતો: 'હુજુર! કુકરો બોલ્યો છે ને મારે બહુ દૂર જવું છે.'

પારસીની પેટી બહાર મુકાવી, તાતિયાના કાંઈ નવીન ખબર ન હતા, સાહેબ પાછો ઝોકે ચડી ગયો.

સવારે ઊઠયો. પારસી શેઠ સાથે એક ટુકડી નાગપુર તરફ ગઈ હતી, એ સમાચાર કોટવાળે આપ્યા. અને રાતવાળી ટુકડીઓને તાતિયાનો પત્તો ન હતો, એ સમાચાર પણ મળ્યા. તાતિયો કયાંક પાસે જ ભરાઈ બેઠો છે, એવી સૌને ખાતરી થઈ હતી.

લૉરેન્સે ચા મંગાવી. અચાનક તેની નજર આંગળી ઉપર ગઈ. 'ઓત્ તારીની !' તે સ્તબ્ધ થઈ ગયો. આંગળી ઉપર એની વીંટી જ ન હતી !

તાતિયાએ 'પોતાનું' ઈનામ મેળવી લીધું હતું !

લૉરેન્સને હવે સાંભર્યું: 'પેલા પારસી બાવાની ભાષામાં જરાક—સે'જ કાંકરી દેખાતી હતી !'

# ચમેલી

કોણ જાણે આજે શું થયું હતું, તે પળે પળે પંખીની માફક ઊડતી ચમેલી શાંત થઈ ગઈ હતી! ખંજન પક્ષીને શાંત જોઈને જેવી નવાઈ લાગે એવી એ નવાઈ હતી. ચમેલી આંહીં પાંચ છ મહિના થયાં આવી હશે, પણ આડોશ-પાડોશમાં એનું નામ સૌની જીભે ચડી ગયું હતું. કોઈની ચમેલી ભાભી, કોઈની ચમેલી કાકી, કોઈની ચમેલી માશી, કોઈની ચમેલી મામી, અને અસંખ્યની તો ચમેલી બેન, પણ જ્યાં જુઓ ત્યાં હવામાં નામ તો ચમેલીનું જ ગૂંજતું હોય! અને જ્યારે જુઓ ત્યારે હસતી! કેમ જાણે એનો જન્મ જ હસવા માટે ન હોય!

અને એમ કેમ ન હોય? માત્ર છ મહિનામાં તો એણે શહેરનો રંગ આબાદ પકડી લીધો હતો. નહિતર હતી ગામડાની, ભણેલી પણ બહુ નહિ, છતાં કોઈ પ્રોફેસર બલવંતને એમ મેણું ન મારી શકે હવે, કે અલ્યા! તારી વહુ તો બોઘા જેવી છે; એવી 'અપ–ટુ–ડેઈટ' એ બની ગઈ હતી. ને બોલવા ચાલવામાં પણ શું–એનામાં છટા છે, એ તો સૌ કોઈ કબુલ કરતા; ભલે એનામાં દલીલબાજી ન હોય.

કોઈ કામ એવું નહિ જેમાં ચમેલીને રસ ન પડે. જ્યારે જુઓ ત્યારે એ ફરતી જ હોય. આ બે જણાનું રાંધ્યું, ને પ્રોફેસર ગયા પ્રોફેસરું કરવા કે ચમેલી છૂટી ! એને આ ચવાણા ચેવડાથી માંડીને જેલી, ટામેટાસુપ સુધી તમામ વાતમાં રસ. બંગડી પીનથી માંડીને સીફોન સુધી તમામે તમામ જાતમાં એની ગતાગમ. અને યુરોપી મોરચાથી માંડીને અણુબોમ્બ સુધીની વાણી એના ધ્યાનમાં. એણે તો જાણે છ મહિનામાં કાયાપલટ કરી નાખી.

આજે એવી ચમેલીને, ગંભીર બનીને લીમડાની ડાળ ઉપર બેઠેલા પક્ષી સામે નજર માંડતી નીરખવી, એ તો કોઈ કરુણ કાવ્યની છેલ્લી બે પંક્તિ, જાણે સજીવન થઈ હોય એવું લાગે ! ચમેલી—અને ગંભીરતા, એને આ છેલ્લાં છ મહિનામાં કોઈએ સાથે જોયાં ન હતાં ! એટલે આજે તમામ ઠેકાણે એક વાત નીકળી પડીઃ 'અરે ! આ શું થયું છે ચમેલીને ? આમ કાં જડ જેવી બેઠી ? પ્રોફેસર સાથે બગડ્યું છે કે છે શું ?'

પણ પ્રોફેસર બલવંત શાંતમૂર્તિ હતા. વેદનાના સાગરને એ પી શકતા. કોઈ રીતે ચમેલી સાથે એને તકરાર થાય એ 'ન ભૂતો ન ભવિષ્યતિ' જેવી વાત હતી.

પણ હા, પેલો એક જુવાન દેખાય છે, બળવંતનો નાનો ભાઈ, એ આંહીં થોડા દિવસ થયાં આવ્યો છે. સૌને લાગ્યું કે ચમેલીનું ગાંભીર્ય એને લીધે છે.

'હા બાઈ ! હસમુખાં તો સૌ રહે, સાંજે રાંધવું ન પડે ત્યાં સુધી, પણ હવે તો ચમેલીબેનને રાંધવું પડતું હશે, આ બળવંતભાઈના ભાઈ આવ્યા છે ને, દિલીપભાઈ,

એટલે પંખીને પાંજરામાં પહેલું પૂરો ને લાગે એમ લાગે તો ખરું જ નાં? આજકાલનાં બૈરાં, રાંધવાનું ન હોય, 'ફેમીલી રૂમ'માં જવાનું હોય તો સોળે કળાથી ખીલે! અંગડી લટકાવે ને પીન ભરાવે ને ભાતભાતના ભાતીગળ પહેરે, પણ જો 'ચૂલારૂમ'માં જવાનું આવે તો જાણે દિવસનું પોયણું! આપણને બૈરાંને કોણ વશ કરે? કહેવતમાં શું છે? કાં ચૂલો ને કાં ખોળો! એમાં ખોળાને તો વાર છે—તે આ ચૂલાએ વશ કર્યાં! બીજું કાંઈ નથી લ્યો, એ વખત ચૂલો ફૂંકતાં એમને પેટમાં દુખે છે. બલવંતભાઈ તો હતા સાદા તે સાંજ–સવારનું જમી લેતા, ને આ છે જરાક વરણાગિયા—ચમેલીબેનને પેટમાં એ દુઃખે છે લ્યો!'

પણ કર્ણોપકર્ણ ફેલાતા આ સમાચારે ચમેલીબેનનું ગાંભીર્ય કાંઈ ઓછું ન કર્યું.

જ્યારે જુઓ ત્યારે એ તો લીમડાની ડાળ ઉપર બેઠેલા એકાદ પંખીને જોતી જ હોય!

૨

દિલીપ જ્યારે ટપામાંથી એની ચામડાની બેગ લઈને પહેલવહેલો ઊતર્યો ત્યારે એને જોઈને ચમેલી તો ઓછી ઓછી થઈ ગઈ હતી. એને તો નાના દિયરની વસ્તી મળી, પાછું બે ભાઈની વચ્ચે ગાડાં ને ગાડાં ચાલ્યાં જાય એટલું અંતર હતું. પ્રોફેસર છતાં બલવંતનું પાટલુન કોથળા ટાઈપનું. દિલીપનું તો પાટલુન જ તમારી આંખો પકડી રાખે. બળવંત હાથમાંથી ચોપડી મૂકે નહિ. દિલીપ ચોપડી હાથમાં જ લ્યે નહિ! બલવંતને કોઈ કામમાં જાણે પોતાનો અભિપ્રાય નહિ. દિલીપને પોતાના અભિ-

પ્રાય સિવાય, બીજા કોઈનો અભિપ્રાય નહિ. બલવંતને બધી ઉપાધિ લાગે. દિલીપને બધી મજા લાગે. વાતોનો તો એની પાસે ઢગલો. નવી નવી રમ્મતનો શોખ. નવી વાનગી પણ એ જાણે. ચમેલીને તો મજા પડી ગઈ. દિલીપ પણ આખો દિવસ ખુશમિજાજથી વાતો કરતો જ હોય. પાછા એણે તો અલક મલક જોયા હતા. આપણા દેશના—ભયંકર આચારવિચારથી એ તો ધ્રૂજી ઊઠતો!

ચમેલી પાસે કેવી કેવી વાતો એ કરે? પહેલાં તો ચમેલી નિર્દોષ ભાવે એ સાંભળીને હસ્યા જ કરતી. પણ ધીમે ધીમે એને દિલીપના અવાજમાં ફેર દેખાયો અને એ ધ્રૂજી ઊઠી!

એક દિવસ બપોરે એ ઘરમાં કાંઈ કામે ગઈ ને દિલીપ પાછળ આવ્યોઃ 'ભાભી! આ મને ખબર નહિ હો, તમે પણ મારાથી આ છૂપાવી રાખ્યું? આમ તો તમે આગળ વધેલ છો! કોઈ કહી શકે નહિ કે તમને અમુક વાતની ગતાગમ નથી!'

'શાની વાત કરો છો દિલીપભાઈ! મેં તો તમારાથી કાંઈ છુપાવ્યું નથી!'

'કેમ? કાલે કબાટ ઉઘાડીને તમે કપડાં જોતાં'તાં ત્યારે પેલી 'બોક્સ'માં શું હતું?'

'મારા એરિંગની વાત કરો છો?'

'જુઓ! મને બનાવો છો કે?' દિલીપનો અવાજ ધીમો પડ્યો, 'કે પછી જાણી જોઈને તાવો છો?'

અવાજની ધીમાશ ને એમાં દેખાતી ભયંકર છદ્મ-મૃદુતા જોઈ ચમેલી ધ્રુજી ગઈ. પણ તેણે હિમ્મતથી કહ્યુંઃ

'શાની વાત છે બોલી નાખોને !'

'મને ખબર નહિ, મેં તો કીધું મોટાભાઈ રહ્યા ટીલાંટપકાંવાળા એ તે આવી છેલ્લા ઢબની વાતમાં શું સમજે ? પણ તમે એને'ય રસિક બનાવી દીધા લાગે છે !'

'દિલીપભાઈ ! એમ ગોળ ગોળ વાત કરો તો તો મને એમાં કાંઈ ગતાગમ પડે નહિ. હું કાંઈ થોડું તમારી પેઠે ભણી છું. !'

'ભણ્યાં નથી, પણ ગણ્યાં કેટલું છો ? હવે કાઢો કબાટમાંથી !'

'પણ શું ! શેની વાત છે ?'

'વાપરતાં નથી ભાભી ? પેલું 'બોકસ'માં છે એ ? એ . . . એ એટલા માટે જ છે. માણસ . . પણ આ રહ્યું લ્યો—આંહીં પડ્યું છે ને શું ?'

દિલીપે શકરા બાજની ઝડપથી આ યુગમાં ઘેર ઘેર વસવા માંડેલાં રબ્બરી સાધન ઉપાડી લીધાં ! 'હું આના વિષે તમને પૂછતો હતો.' કબાટમાં લુગડાં ગોઠવતાં એ અચાનક બહાર રહી ગયેલ !

ચમેલી તો સ્તબ્ધ બની ગઈ: તેણે દિલીપની નજરમાં ભયંકર રોગ દીઠો: 'દિલીપભાઈ ! મારે કામ છે ! તમે શું સમજો છો ?'

'પાછાં ઢોંગમાં પડ્યાં કે ? તમને સમજાવ્યું નથી કે આ વપરાતાં થયા પછી, હવે કોઈ જાતની જવાબદારીનો ભય રહેતો નથી. વળી કોઈ પ્રત્યે આપણે બેવફા નીવડતાં નથી . . .'

'દિલીપભાઇ ! દિલીપભાઈ—દિલીપભાઈ . . .'

ચમેલી તો ધ્રૂજતી બહાર દોડી ગઈ, દિલીપ એની પાછળ ધીમે પગલે બહાર આવ્યો: 'મને ખબર નહિ તમે આટલાં orthodox—જૂનવાણી જડસુ છો. પણ એ તો ધીમે ધીમે આપણે એને ટેવાવું પડશે—શહેરોમાં જ્યાં ભેગું જીવન છે ત્યાં તો કલેશ અટકાવવા માટે આ અમોઘ શસ્ત્ર છે. તમે આવા વિચાર ધરાવો છો, આવી તદ્દન સાદી બાબતમાં હજી——ઓહ !—' અને એ ધીમે ધીમે ફરવા ચાલ્યો ગયો.

૩

ચમેલી તો આની વાતમાં કાંઈ સમજી નહિ. તે પહેલાં પ્રોફેસર બલવંતની વાતમાં પણ કાંઈ સમજી ન હતી. એને કાંઈક એવું યાદ હતું કે પ્રોફેસર બલવંત તો એની નાજુક તબિયતની વાત કરતો હતો. પણ બલવંત તો બલવંત હતો. અને આ તો ચમેલીને જુદી જ માટીનો માનવી લાગ્યો. એ તો હવે એકલાં ઘરમાં રહેતાં ધ્રૂજવા લાગી. એને આવી ગંભીર જોઈને બલવંતને ધ્રાસકો પડ્યો. એણે એને પૂછ્યું: 'ચમેલી! તને કાંઈ લાગે છે ?'

'શાનું ?'

'વખતે બીક લાગતી હોય તો !'

'ના રે ! ના, એવું કાંઈ નથી !'

'હોય તો નહિ જ. તારી તબિયતની સંભાળ લેવા માટે તો મેં પેલાં વસાવ્યાં છે. એટલે એનો ઉપયોગ હોય ત્યાં સુધી તો વાંધો નથી, પણ ત્યારે તું ગંભીર કેમ બની ગઈ છો ? મને તો બીક લાગી કે આવી નાજુક તબિયતે મંદવાડ આવે તો તો આવી બને નાં ? હમણાં હમણાં તો એવા 'કેઈસ' થાય છે !'

ચમેલી બલવંતને કાંઈ કહી શકી નહિ. બલવંતના અત્યંત કોમળ સ્વભાવની ચમેલીને જાણ હતી. આવો ભાર સહન કરવાની એનામાં શક્તિ ન હતી. પણ પોતે વાત ન કરે તો આ દિલીપ—એનો શું ભરોસો? અને એ એનો શું અર્થ કરે?

એને તો હવે ચિંતા થઈ પડી! એની બપોરની ઊંઘ ઊડી ગઈ. સવાર સાંજનો વિનોદ ઊડી ગયો. એને પહેલાં તો એમ હતું કે બે પાંચ દિવસ આને જાળવી લેવો—ને એના ઝપાટામાં ન આવવું. પણ ચમેલીએ બળવંતને કાંઈ કહ્યું નથી, એ જ્યારે દિલીપે જાણ્યું ત્યારે એણે એનો અવળો અર્થ લીધો! વળી આ વાત જણાઈ જાય નહિ માટે ચમેલીએ બહારનો વિવેક બરાબર જાળવી રાખવાનું કર્યું એટલે તો દિલીપને પોતાની માન્યતા ખરી લાગી.

પરિણામે એ તો પોતાનો જવાનો દિવસ ઠેલતો જ રહ્યો!

એક દિવસ સવારમાં એક ટપો આવીને ઊભો રહ્યો. ટપામાંથી બે જણાં ઊતર્યાં અને ચમેલી તો આભી જ બની ગઈ. એક તો એની વિધવા માશી હતી—પણ બીજી આ રંજન! એ કેમ આવી હશે?

રંજનને લઈને માશી આવ્યાં હશે, એને આંહીં ઠેકાણાસર પાડવા તો?

અનુમાન કરતાં તો ચમેલીનાં ધરણ મરી ગયાં.

અને ત્યાં તો થોડીવાર પછી આડી અવળી વાતો થઈ ને રંજન જરાક બહાર ગઈ ત્યાં જ માશીએ ફોડ પાડ્યો: 'દિ એ નહીં એટલી રાતે વધે છે, એટલે કીધું જઈ તો આવું. તારો દેર—અમે આવ્યાં ત્યારે બહાર ઊભો'તો એ

નાં? છે તો દેખાવડો! શું ભણ્યો છે?'

ચમેલીના પેટમાં ધ્રાસકો પડ્યોઃ 'માશી! એ તો આજનાં ભણતર, એમાં દોઢિયાં થાવાં મુશ્કેલ. ઘરવખરીમાં કાંઈ બાંધે એ!'

'વર હોય તો, ભૂંડી! ઘર તો પછી થાય!'

'પણ વર ન હોય તો?'

'કેમ? એટલે તો બાઈ, તને પૂછ્યું. રંજનને તો તું તલેતલ જાણે છે. તારા દેરને પણ તું જાણે. તું જ કહે કે અમારે શું કરવું? આવતો શિયાળો હવે ખમે એમ નથી! તમારે આંહીં શે'રમાં સાંઢડા ચાલે. ગામડાગામમાં તો આખું ગામ માથું ખાઈ જાય!'

'પણ માશી! હું કહું છું નાં કે આ તમારે કરવા જેવું...' ચમેલીનું વાક્ય પૂરું થયું નહિ.

'કેમ? ક્યારે આવ્યાં છો?' કહેતાક ને પ્રોફેસર બલવંત પાછળથી આવ્યા. તેમની પાછળ જ દિલીપ હતો. સામે બારણેથી રંજન આવી રહી હતી.

'આવો, આવો, આ હમણાં જ આવ્યાં. કીધું દિલીપભાઈ આવ્યા છે તે મળી આવીએ. રંજન! આંહીં આવને— આ બળવંતભાઈને તો તું ઓળખતી પણ નહિ હો! ક્યારે જોયા હોય?'

ચમેલી તો વિચારમાં પડી ગઈ. પછી એ માશી સામે જોઈ રહી. માશી તો જે હેતુ માટે આવ્યાં હતાં એને લગતી જ દરેક વાતને સમજે, એવી સ્થિતિમાં હતાં. એટલે ચમેલીની નજરમાં એણે પોતાને ઉત્તેજન અપાવનારું જ કાંઈક વાંચ્યું ને એ આગળ વધ્યાં.

'આ અમારી રંજનને હવે ઠેકાણે પાડી દ્યો–તમે—એટલા માટે તો એને ભેગી લાવી છું!'

'તે સારું કર્યું—અમારે પણ દિલીપભાઈનું કરવાનું જ છે. અમે પણ મૂંઝવણમાં પડયાં છીએ!'

'લ્યો! તો તો સોનામાં સુગંધ મળી. અમને તમારા જેવું ઠેકાણું ક્યાંથી મળે? . .'

'પણ એમ કાંઈ હોય? હવે આ જમાનામાં . .' ચમેલીને વાતને કયો દોર આપવો તે સમજ ન પડી. 'રંજનબેન અને દિલીપભાઈનું મન માને—હવે તો એમને જોવાનું . .'

'બરાબર છે. એ તો પહેલું. જુઓ, એણે બરાબર તોડ કાઢ્યો નાં?' બલવંતે કહ્યું.

'કોનું પડખું સેવ્યું છે? કેમ ન કાઢે? એણે જ મને કહ્યું કે માશી! મારા દેર પણ હમણાં આવ્યા છે!'

'એણે કહ્યું એમ? ત્યારે તો . . . .' પ્રોફેસર બલવંત વાક્ય ગળી ગયા.

ચમેલી કાંઈ સમજી નહિ. બીજા તો કાંઈ સમજે તેમ ન હતા. દિલીપ સાંભળી રહ્યો. ચમેલી પણ હેબતાઈ ગઈ. એને વાતનો દોર કેમ લેવો તે સૂજ પડતી ન હતી.

૪

'પણ એને વાંધો શું છે? કન્યા પસંદ નથી? ઘર નાનું લાગે છે? વિચાર નથી કે છે શું?'

'તે તો માશી! કાંઈક બોલે તો ખબર પડે નાં?'

'તેં પૂછ્યું નહિ?'

'રંજને પૂછ્યું હશે નાં?'

'રંજનમાં તે એવી ગતાગમ હોય, દીકરી! તો તો ઊડતાં પંખી ન પાડે? આ તો બિચારી સીધી સાદી નિર્દોષ—'

ચમેલી ચમકી ઊઠીઃ 'પણ માશી! તો તો મેં તમને કહ્યું નહિ જાવા દ્યો ને આ વાત જ! હું તમને એ કહેવા માગતી'તી! આ કરવા જેવું નથી!'

બીજે દિવસે માશી ને ભત્રીજી એકાંતમાં પોતે પોતાની વિશ્રંભવાતો ચલાવી રહ્યાં હતાં. દિલીપે ના પાડી હતી—પરણુવાની. એટલે માશી, ચમેલી પાસેથી વાત જાણુવા માગતી હતી.

'પણુ ક્યાંક બીજે ગોતવું તો પડશે નાં?'

'પણુ આ વાતમાં કાંઈ માલ નથી, માશી!'

'પણુ કાંઈક બોલ્યા હોત . . આ આવ્યા બલવંત-ભાઈ!'

પ્રોફેસર બલવંત આવ્યા. તે શાંતમૂર્તિ હતા. છતાં એમના ચહેરા ઉપર પણુ આજે જરાક ગુસ્સો દેખાતો હતો. ચમેલીને નવાઈ લાગી.

'કાં ભાઈ? . .'

'તમે જરાક નીચે જાઈને આડીઅવળી વાત કરોને—દિલીપને મેં બોલાવ્યો છે. હમણાં આંહીં આવશે. હું પૂછી લઉં. પછી તમને કહું . .'

ચમેલી એની સામે જોઈ રહી. એણે બલવંતને આટલો આકરો આજે પહેલવહેલો જોયો. તેને કાંઈ સમજ પડી નહિ. એ પોતે આ વાત ન બને તો સારું એમ ઇચ્છી રહી હતી. પણુ એને શી રીતે નકારાત્મક ભૂમિકા ઉપર

લઈ જવી એ એ સમજતી ન હતી. પણ એવામાં બલવંતને પોતાને આમાં રસ લેતો જોઈ એ શાંત થઈ ગઈ.

પ્રોફેસરે તેની સામે જોયું. તેણે ધીમેથી કહ્યું: 'દિલીપને તેં કાંઈ પૂછ્યું છે ?'

'શાનું ?'

'રંજન બાબતનું ?'

'ના.'

'તો તારો શું મત છે ?'

'મારે ? મારે શું કહેવાનું હતું ? પણ આપણે જ્યારે ઘરનો વિચાર કરીએ, વરનો વિચાર કરીએ, બધાનો વિચાર કરીએ—પણ જે વડે જીવન ચાલવાનું છે, એ અંતરંગ જીવનનો વિચાર ક્યારે કરીશું ?'

બલવંતે વધારે એકાગ્રતાથી તેની સામે જોયું: 'મારે તારી પાસેથી એ જ જાણવાનું હતું ! તારે પોતાને કાંઈ ખાસ કહેવાનું છે ?'

'ખાસ તો શું હોય ?' તે બોલતાં બોલી, પણ તરત એના મનમાં એક વિચાર આવ્યો. બલવંતને કહો ન કહો પણ આ વાતની થોડી ગંધ હોય તેવું લાગે છે, તેનો ચહેરો ઊતરી ગયો. પણ એટલામાં તો દિલીપ આવ્યો: તેના વરણાગીવેડા આજે તો વધારે ખીલ્યા હતા. એક તરફથી એ રંજનને જાણે આકર્ષવા માગતો હતો. બીજી તરફથી જાતને બચાવી લેવા માગતો હતો.

'દિલીપ ! આપણે શું જવાબ દેવો છે—આ રંજન વિષે !' બલવંતે તરત એને પૂછ્યું.

'જવાબ દેવાનો છે ?'

'ત્યારે નહિ? તું એને પસંદ કરે છે કે નહિ? બીજું તને ફાવશે કે નહિ? છોકરી તો સારી છે!'

'પણ, 'બ્રધર!' આ 'બોધરેશન' એનું શું?'

'હાં..હાં..ત્યારે તને નહિ ફાવે કાં?'

'ભલે એ થોડા દિ રહે—' દિલીપ બોલ્યો: 'આપણે જોઈએ—પરિચય થાય પછી.'

'પણ પછી યે તું—તેં વિચાર કર્યો છે?'

'શાનો?'

'અરે! ગાંડાભાઈ! શાનો શું? પરણવાનો?'

'પણ 'બ્રધર!' એ તો પાછું 'બોધરેશન!''

'ત્યારે એમ બોલોને મારાભાઈ! તારે જવાબદારી લેવી નથી. પણ તો તો પછી સરતી મોજ લેવી છે એમ આનો અર્થ સમજવો? આ લોકો, દિલીપ! એવી વસ્તુને હજુ ટેવાયલા નથી!'

'પણ મને આ 'બોધરેશન' ગમતું નથી, બ્રધર!'

'તે તારી ઇચ્છાનો વિષય છે. પણ જેમ તને 'બોધરેશન' ગમતું નથી, તેમ મને તારું કોઈ પણ ધ્યેય વિનાનું સ્વતંત્ર જીવન ગમતું નથી. હું એને એક પ્રકારની કાયરતા ગણું છું! સ્વતંત્રતાને ધ્યેય સાથે સંબંધ છે, નહિતર એ કાયરતા છે.'

'કાયરતા?'

'ત્યારે નહિ? તમે જવાબદારી લેવા માગતા નથી. પણ જે કાંઈ સરતામાં મળી જાય—જવાબદારી વિના—તે લેવા માગો છો. કાયરતા પણ એ જ માગે છે. તને ન ગમે તો ભલે, પણ આ ઠીક નથી. વિશ્વક્રમમાં ક્યાંય એકલવાયા-

પણાને સ્થાન હોય જ નહિ.

'તમારી જાતને તમે બરાબર તપાસો એટલે તમારું અરધિયું તમને તરત મળી જાય. આ તો તમે જાત છુપાવો છો—અથવા કહો કે તમારી જાત વિષે તમે કાંઈ જ જાણુતા નથી—એટલે તમને સઘળે અપૂર્ણતા લાગે છે! ચમેલી! તું કાંઈક કહેતી હતી ને?'

'મારે તો રંજનને કહેવાનું હતું!' ચમેલીએ હિમ્મતથી પ્રત્યુત્તર વાળ્યો.

'શું?'

'તમારા આંતરિક જીવન વિષેનો મારો પરિચય!' બલવંત ચમકી ઊઠ્યો.

દિલીપ એકદમ સફાળો ઊભો જ થઈ ગયો. બલવંતે એને જતાં રોકયો: 'જો દિલીપ! એની પૂર્તિ હું કરી દઉં. વિજ્ઞાન, વ્યક્તિને માટે જરૂરી પ્રસંગનો આશીર્વાદ છે, બીનજવાબદારી ભરેલી રીતે જે લોકો વિજ્ઞાનને વાપરે છે—એ લોકો રાક્ષસોને નોતરે છે. મારે ત્યાં હજી વિજ્ઞાન રાક્ષસનો સ્વાંગ ધારી શકયું નથી. આપણે ત્યાં એક વહેમ છે ખબર છે? ભૂતને કામ જોઈએ! વિજ્ઞાન પણ ભૂતમંત્ર છે! તારે તો હવે શાંત સ્વસ્થ રોજિંદુ જીવન ગાળવા માટે પણ તાલીમ લેવી પડે એવું છે!'

દિલીપ બોલ્યા વિના ધીમે શાંત પગલે નીચે ઊતરી ગયો. તેને કાંઈ આ વાત ગળે ઊતરી નહિ. એણે જીવન-વ્યવહારને જુદી રીતે જોવાની દૃષ્ટિ કેળવી હતી.

ચમેલી પ્રોફેસર સામે જોઈ રહી: 'ત્યારે તો તમને આ ખબર હતી—મારે કહેવું . .'

'મને? તને ગભરાયલી દીઠી ત્યારે જ હું તો કળી ગયો હતો!'

એટલામાં નીચેથી દિલીપનો અવાજ આવ્યો: 'મોટા-ભાઈ! પેલા લોકોને મેં કહી દીધું..'

'કે?'

'મને નહિ ફાવે!'

'ચાલો, રંજન બચી ગઈ!' ચમેલી બોલી.

થોડીવારમાં જ ઘર પાછું પહેલાના જેવું બની ગયું. દિલીપ ક્યાંક બહાર જઈ રહ્યો હતો.

'ધ્યેય વિનાની સ્વતંત્રતા—એ જ મૃત્યુ નહિ હોય?' પ્રોફેસરે એને જતો જોયો અને એ બોલી ઊઠ્યો.

# * મસ્તાની

## ( ૧ )

સ્થળ: ઔરંગાબાદ પાસે સતારા: ગોદાવરીનો તટ

મસ્તાની : (સ્વગત) આ આસમાનની રોશની! ગોદાવરીનું ચળકતું પાણી! પર્વતની સુંદર પરંપરા! આ સર્વની પાસે મસ્તાની આજે પોતાનું જિગર ખુલ્લું કરે છે. મસ્તાની સામે પુરુષોએ નજર કરી છે ત્યારે તેનું અંગે-અંગ પ્રગટતું અભિમાન જોઈને એ બિચારા પોતે જ શરમાયા છે. મસ્તાની સામે વૈભવનો ભોગ ધરનારા, પોતાના હીરાનું તેજ મસ્તાનીના દાંતના તેજ કરતાં ફિક્કું પડેલું જોઈને–વૈભવથી ન ખરીદાય એવી આ પ્રતિમા છે, એમ સમજી ગયા છે. મસ્તાનીનું શરીરસૌંદર્ય એ તો ઈશ્વરની થાપણ છે. મસ્તાનીના અમર ઇતિહાસનો એ જીવતો લેખ છે. વીર પુરુષના–કોઈ અદ્‌ભુત સમયમૂર્તિના–એક જ દિશા

---

* ઈ. સ. ૧૯૨૨ માં લખેલી આ સંવાદવાર્તા આંહીં સંઘરી લીધી છે. એમાં ફેરફાર નજીવો જ કર્યો છે.

તરફ ધસતા આત્મબલને સ્નેહપ્રદેશમાં ઉતારવાની કુદરતની અનુપમ કલા છે.

'પુરુષો મસ્તાનીનો ચહેરો જોવા માટે લાયક છે, હાથ પકડવા માટે નહિ. પુરુષો મસ્તાનીના વિદૂષક થવા લાયક છે; પુરુષો મસ્તાની પાસે લોટવા લાયક છે. મસ્તાનીનું ખીલતું યૌવન ચંદ્ર જોઈ શકે, ગોદાવરી જોઈ શકે, પર્વત જોઈ શકે; પુરુષ નહિ. પુરુષ છે કયાં ? રાજકાર્યમાં તો જે કપટી હતો, પરંતુ આત્માને ચડવાની નીસરણી જે સ્નેહ, તેમાં પણ જે કપટી બની શકયો—તે આ પંચોતેર વર્ષનો જરીપુરાણો નિઝામ-ઉલ-મુલ્ક ?! સારું હિંદુસ્તાન આજે તેનાથી ધ્રૂજે છે.

'ઓ ! આજના હિંદુસ્તાનમાં પુરુષ કયાં છે? આ નિઝામ-ઉલ-મુલ્ક આજનો વીર પુરુષ ? મારી માને મેળવવા માટે તેણે કેટલી હિમ્મત દર્શાવી ? મારા બાપને મારવા જેટલી ! આ પુરુષ જો હિંદુસ્તાનનો વીર પુરુષ હોય તો હિંદુસ્તાનની પ્રજા જ નિર્માલ્ય છે. પ્રતાપ, શિવાજી, શહેનશાહ અકબર પછી પુરુષો પરવાર્યા ને ચાંદબીબી પછી સ્ત્રીઓ પરવારી. મસ્તાનીનું સારું યૌવન સાચવી રાખવા કુદરતે રચેલો આ અગમ્ય યોગ નથી ? રજપૂત, મરાઠા, મુસલમાન, યોદ્ધા ઘણા; લડનારા ઘણાઃ પણ પુરુષ ? પુરુષ કોઈ નહિ !

"મસ્તાનીના કૃષ્ણ કલાપમાં, અદ્ભુત ચિત્રકારે પોતે ન સમજી શકાય તેવી રીતે આ આસમાનના જેવી આછી અને ઓછી છાંય રાખી છે ! એના ચહેરા પર શ્યામ રંગની છાંટ છે ! અરે, મને મારા પોતાના પર મોહ થાય

એવી કલા છે! મારે સ્વરૂપ નથી; મારે કલા છે. મારે સૌન્દર્ય નથી; લાલિત્યનો વહેતો પ્રવાહ છે. મારામાં સપ્રમાણ અવયવબંધ નથી; શરીરબંધ છે. જો હું પોતે જ ગઝલ છું, દર્દનો જીવંત ઇતિહાસ છું, રસની તૃષાનો ખરો ચિતાર છું, તો મારે—ઓ કલાનાયક, મારે—કોના માટે ગઝલ ગાવી? કોનું દર્દ સાંભળવું? અરે, કોની તૃષા છીપાવવી? દિલ્હીનો સમ્રાટ્ આ બાલ સાથે રમવા માટે ચાલતો આવે, પણ સ્ત્રીના બાલ સાથે વિનોદથી રમી શકે એને જ પુરુષ કહેવો?

'ઓ કિરતાર, ફરીથી કહું છું કે દિલ્હીનો સમ્રાટ્ સમ્રાટ્ હશે પણ પુરુષ નથી; મસ્તાનીને મયૂરાસન પર સમ્રાટ્ સાથે બેસવાનો મોહ નથી; એને તો નીલા ઘાસની ગાદીમાં પણ પુરુષ સાથે બેસવાનો મોહ છે. કોઈ બડી પંડિતા ગાર્ગી નામે થઈ ગઈ એમ કહેવાય છે ને? એ ગાર્ગીએ કહ્યું હતું કે જગતમાં કોઈ પુરુષ નથી, અને એટલા માટે મારે સ્ત્રીને સહજ લજ્જા નથી. આજે હું મસ્તાની, આખા હિંદુસ્તાનની સામે શરત મારું છું કે હિંદુસ્તાનમાં જો કોઈ પુરુષ નથી, તો મસ્તાની નામની કોઈ સ્ત્રી નથી. હું સ્ત્રી છું, પણ પુરુષ પાસે. ચાંદબીબી પાસે બધાને પુરુષ થવાનો અધિકાર નથી. સ્ત્રી અને પુરુષના ભેદ એ સૌએ પોતપોતાના દોષ છુપાવવા કર્યા છે. જન્મથી સૌ ન સ્ત્રી, ન પુરુષ એવા છે. સ્ત્રી અથવા પુરુષ તો થવાનું છે. જીવનનું જે અંતિમ લક્ષ્ય છે તે સૌએ હાથેકરી સિદ્ધ થયેલું ધાર્યું છે.

'આજે હું કહું છું કે અમારી સતારાની છાવણીમાં હું કોઈની સામે બુરખો ધરું એવો પુરુષ નથી. કોઇની રોશની એટલી તીવ્ર નથીઃ કોઈનામાં એટલી વીરત્વભરી છાપ નથી.

પુરુષો પોતાને વીર કહેવડાવવા માટે સ્ત્રીઓ પાસે બુરખા નખાવે છે! ચકમાંથી જોઈને કહું છું કે પુરુષો મારી પાસે બુરખો નાખે તો એમનું અંતઃકરણ ડંખતું મટે. મસ્તાનીનો ચહેરો જોવો એ પુરુષાતનની પરીક્ષા છે! સ્ત્રીઓનો બુરખો નાખવાનો જમાનો ગયો; હવે પુરુષોનો સમય આવ્યો છે. ઓ પરવરદિગાર! શું હિંદુસ્તાન અને શું હિંદુસ્તાનના પુરુષ! ગોદાવરી! સતારા! પર્વતો! તમારામાંથી ઇતિહાસ મળે છે તેટલો કોઈ પુરુષના જીવનમાંથી નથી મળતો! અફસોસ! ભોક્તા વિનાની કલા! ભવ્યતા વિનાનું સૌન્દર્ય! પુરુષ વિનાનું સ્ત્રીજીવન!

(દાસી આવે છે)

મસ્તાની : ચોક્કસ થયું?

દાસી : હા,

મસ્તાની : ક્યારે?

દાસી : આજે જ સાંજે બાજીરાવ તથા તેના થોડાક સૈનિકો આવશે. મિજબાની અને ભેટનજરાણાં થશે.

મસ્તાની : ઠીક; ત્યારે હવે આપણે ત્યાં જઈએ ત્યાં વખત થશે.

(જાય છે)

[ ૨ ]

[ મિજબાનીના મંડપમાં બાજીરાવ આવે છે. એક તરફ ચક નાખી સ્ત્રીવર્ગ બેઠેલ છે. ]

નિઝામ : બાજીરાવ! આ સતારાની ભૂમિ ખુદાએ બેહિસ્તના ચમન જેવી બનાવી છે! આ બાજુ સાતપુડાની શિખરપરંપરા; વચ્ચે લીલાંછમ ખેતર. કદાચ તમને ઘડીભર

શિકાર કરવાનું મન થાય તેવો આ પ્રદેશ છે.

બાજીરાવ: સતારા તો પરમાત્માએ એક મહારાષ્ટ્રમાં જ કર્યું છે. એ જ પૃથ્વીપર આસ્માનનો સાચો સિતારો છે. આ જમીન સારી છે, ખેતર હરિયાળાં છે, ગોદાવરીનો તટ મનહર છે, પણ કોકણના ઝરા અહીં નથી. અહીં સિંહાદ્રિની ભવ્યતા નથી. અહીં રાયગઢ જેવા કિલ્લા નથી. સ્ત્રીઓ રાસડા શરૂ કરે તેવું આ સ્થળ છે, પુરુષો સમશેર ખેલે તેવું નહિ. દક્ષિણનું પુના–સતારા એ તો કુદરતની કારીગરીનો બેનમૂન બાગ છે! કાશ્મીરના કેસરની છટાવાળો મંદમંદ પવન એ તો ત્યાંનો સામાન્ય પવન છે! ઓ, કિરતારે સતારા ન કર્યું હત તો બાજીરાવ ક્યાં રહેત? સિંહાદ્રિ વિના મરાઠા ક્યાંથી હાક પાડત? રાયગઢ વિના શિવાજીનું પરાક્રમ દિલ્હીમાં કેમ ખળભળાટ પેદા કરત? વીરભૂમિ તો મહારાષ્ટ્ર છે.

નિઝામ: વીરત્વની સાચી પિછાન તો અત્યારે પ્રપંચ રમાય તો થાય. નિઝામની વૃદ્ધાવસ્થા પોતે જ પવિત્ર નીતિશાસ્ત્ર છે. નિઝામ લડાઈમાં દુશ્મન છે તો લડાઈ પછી દાનો દોસ્ત છે, એ લોકમાં સામાન્ય બનતી કહેવત આડી આવે છે, નહિતર અત્યારે આ દુશ્મનોની સભામાં બાજીરાવ એકલો શું કરી શકે? સિંધિયા અને હોલ્કર અત્યારે શા કામમાં આવે? મશ્કરી છે; પણ ધારો કે હું અત્યારે કપટ રમું તો?

બાજીરાવ: દિલ્હીના સમ્રાટની સભામાં પણ બાજીરાવ તો બાજીરાવ જ રહે. અત્યારે આટલું સૈન્ય છે, પરંતુ ખુદ સમ્રાટનું સૈન્ય હોય તો પણ બાજીરાવના મનમાં ક્ષોભ થાય

નહિ. બાજીરાવ કપટ નથી કરતો, પણ કપટ કેમ થાય તે જાણે છે, જ્યાં જ્યાં બાજીરાવ ત્યાં ત્યાં એના સામંત, એ સામાન્ય સિદ્ધાંત—પછી શું નિઝામનો દરબાર કે શું સમ્રાટ્નો દરબાર—બધે જ લાગુ પડે છે. નિયમ અને એને અપવાદ, એ બિચારા કહેવાતા યોદ્ધા માટે છે. મારો નિયમ સર્વત્ર અચલ છે.

નિઝામ : અત્યારે ઘડીભર ધારો કે હું કપટ રમું છું, ક્યાં છે અત્યારે તમારા સામંતો ? રાણોજી ને મલ્હારરાવ અત્યારે શું કરે ?

બાજીરાવ: શું કરે ? બાજીરાવ પોતે જ એક સૈન્ય નથી ? અને છતાં એના સામંતો તો હાજર જ હોય છે. અહીં અત્યારે પણ તેઓ હોય જ.

નિઝામ : તમે તો એકલા જ આવ્યા છો !

બાજીરાવ : મરાઠા એકલા હોય જ નહિ. શિવાજી મહારાજનો વાઘનખ એ અમારું ધ્યેય છે. શું સિંધિયા કે શું હોલ્કર, બેમાંથી એકકેયને ન નિઝામ કે ન દિલ્હીદરબાર રોકી શકે. જુઓને આ તમારા જ સામંતો; અને એમની વચ્ચે—

(ચારે તરફ નજર ફેરવે છે)

મલ્હારરાવ હોલ્કર : અને એમની વચ્ચે મલ્હારરાવ હોલ્કર પોતાની અચળ શમશેરના બળથી બેઠો છે. શ્રીમંત પેશ્વા સરકારની આંગળી ઊંચી થાય કે તરત જ મલ્હાર-રાવનો દેહ એની પાસે ટુકડેટુકડા થઈ જવા માટે તૈયાર છે !

રાણોજી : અને રાણોજીની ભસ્મ એ તો પરશુરામ-સ્વરૂપના વિશાળ ભાલનું ત્રિપુંડ થવા માટે છે ! એ શંકરના

દેહ પર રાણોજીની ભસ્મ તો વૈભવ રૂપ છે! રાણોજીની આ શમશેર એ શ્રીમંત પેશ્વાએ અર્પેલી વિભૂતિ છે!

( મરાઠા સામંતોની સમશેરો ચળકે છે )

નિઝામ: ઓહો! મલ્હારરાવ હોલ્કર! રાણોજી સિંધિયા!

રાણોજી: મરાઠી રાજ્યના સૂર્યની પાછળ રાણોજી છાયા છે!

મલ્હારરાવ: જ્યાં મરાઠી રાજ્યનું હૃદય ત્યાં મલ્હાર-રાવનું લોહી!

(ભેટનજરાણાં થાય છે; સભા બરખાસ્ત થાય છે: સૌ જાય છે. મસ્તાની એ તરફ જોતી રહે છે.)

મસ્તાની: (સ્વગત) એ જોથી પહેલો ભિડતો સવાર! કેટલું વીરત્વ! આજે પુરુષ જોયો. એનાથી ઘોડો શોભે છે. એની પાછળ ચાલનારા પુરુષ છે, એ પોતે અસાધારણ પુરુષ છે. મસ્તાની આજે શરમાય એવું સ્ત્રીત્વ ગ્રહણ કરવા તૈયાર છે. આજે હવે હું શરમાઉં. એ પુરુષ—વીર પુરુષ—સાચો. આટલે છેટેથી એની ઘોડા પર બેસવાની છટા એને બીજાથી જુદો પાડે છે. શું પશુ કે શું મનુષ્ય, વીરત્વની પૂજા એ માનવજીવનનો સહજ સંસ્કાર છે. બાજીરાવને જોઈ ઘોડો અભિમાનમાં ખૂંખારે છે; અને છેવટ, મસ્તાની પણ બાજીરાવને પૂજવા તૈયાર છે!

( સૌ સ્ત્રીમંડળ ચાલ્યું જાય છે મસ્તાની પણ સાથે જાય છે. )

( ૩ )

મસ્તાની : ( એકાંતમાં સ્વગત ) તે દિવસની અસરથી હજી મસ્તાનીની રસતૃષા છીપી છીપાતી નથી. અરે ! બાજીરાવને જોઈ ને આટલો ભયંકર ફેરફાર! હું મસ્તાની જ ન રહી !

ગોદાવરીના તરંગો ! સુંદર ચંદ્ર ! હરિયાળાં ખેતરો ! આ બાજુ પર્વતમાલા ! ઓ, અનંત જીવનનો સંસ્કાર આજે જોરથી બહાર નીકળતો હોય, મસ્તાનીનું સમસ્ત જીવન નાશ થવાનું હોય, બાજીરાવના નેનમાં કાંઈ જાદુ હોય, ગમે તે હો, પરંતુ આ સારુ યૌવન એની પાછળ કુરબાન છે ! રે ! વનવન રખડીશ, ખુલ્લા આકાશેઆકાશ પુકારીશ, સૈન્યેસૈન્ય શોધીશ, કાશ્મીરથી કન્યાકુમારી સુધી ભમીશ, પરંતુ બાજીરાવ નહિ મળે ત્યાં સુધી આરામ નામ ન જાણીશ. ઓ પરવરદિગાર ! મારા હજારો જીવનના સંસ્કાર વ્યર્થ થાય છે, હો થાય. મારો આત્મા લૂંટાય, ભલે લૂંટાય. સમૃદ્ધિ જાય, નિઝામનો આશ્રય જાયઃ ભલે જાય. એક વખત નહિ, હો હઝાર વખત જાય. કોઈ નવાબની પત્નીનું પદ જાય, ભલે જાય. અરે, નવાબનું સિંહાસન કે સમ્રાટનું મયૂરાસન એ તો લાકડાના કટકા છે! મસ્તાનીને તો બાજી-રાવની પાછળ જિંદગી ગુમાવવી છે !

ઓ, આસમાનની પવિત્ર રોશની ! ઓ અસંખ્ય દીવાઓ ! આ મસ્તાનીના દીવાનાપણાના તમે સાક્ષી રહેજો. બાજીરાવ માટે સમસ્ત જીવન કુરબાન છે ! એક નહિ તો હઝાર જિંદગી, પરંતુ બાજીરાવનો વીરત્વભર્યો હાથ આ સ્નિગ્ધ બાલ સાથે ન રમે ત્યાં સુધી એ બાલ ચંદ્રના

કિરણની નજરે જ પડશે ! અરે હઝાર જિંદગી; પરંતુ એ રોશનીમાં જિંદગી ગુમાવવા માટે એક વખત પતંગિયું બનેવું છે ! ખુદાની કચેરીમાં પણ બોલવાની તાકાત છે કે ઓ પરવરદિગાર, બાજીરાવ ઉત્પન્ન ન કરજે, અથવા કરવો જ પડે તો કોઈ મસ્તાનીને બાજીરાવ માટે જ રાખી મૂકજે. એના અંગપ્રત્યંગમાં પરિચિત વીરત્વની છાપ છે; એના નયનમાં જાણે અનંત સમય પહેલાંના એકાદ મેળાપનો ગુપ્ત ઇતિહાસ લખાયે છે ! ઓ, બાજીરાવ ! પરવરદિગાર ! બાજીરાવ મારું રસાયન છે; બાજીરાવ મારી આંતરતૃષા છે; બાજીરાવ મારા થાકેલા હૃદયનો એક જ વિશ્રામ છે—આધાર છે ! આત્મા ખીલી શકે એવું એ એક જ સ્થાન છે. બાજીરાવ ન હોય તો મસ્તાનીનું જીવન એ પણ મૃત્યુ છે !

અને હવે, ઓ આસ્માનના એક જ સિતારા, તું સાક્ષી રહેજે. મસ્તાની આજે પોતાનું જીવન નવી રીતે શરૂ કરે છે ! ઓ પેલા દૂર દેખાતા બાજીરાવના તંબુ ! ચાલ, હવે બાજીરાવના વીરત્વને મળવા સૌન્દર્ય અધીર બને છે. મસ્તાની આજે ઘોડેસવાર બનશે. ગોદાવરીનો નિર્મળ જલપ્રવાહ સાક્ષી છે. હું હવે પ્રેમદીવાની છું. મારો એ મૃત્યુલેખ છે; મારા આત્માનો એ અમર સંસ્કાર છે; એને લીધે જ હું મસ્તાની છું !

(ઘોડેસવાર બનીને જાય છે)

[ ૪ ]

રાણોજી : આ સ્થળ જ સ્રીના સૌંદર્ય જેવું છે ! જ્યાં જુઓ ત્યાં સુંદર નીલી ભૂમિ ! અરે, કયાંય કોકણના પથ્થર થવા છે ? !

મલ્હારરાવ: કોંકણ તો પરશુરામની પ્રિય ભૂમિ છે!

બાજીરાવ: કોંકણના નિર્મળ ઝરાઓ! કઠણ શિલાઓ! અરે, ઔરંગાબાદના હીરા કરતાં એ પથ્થર હમેશાં વધારે વહાલા લાગ્યા છે! કોણ જાણે કેમ છે, પણ સતારાની ભૂમિ સંભારતાં નાનપણમાં માતા લાડ લડાવતી તે સાંભરે છે! દિલ્હીના સિંહાસન ઉપર મરું, કે તાજમહાલની સમક્ષ મરું, એ કરતાં સતારાના પથ્થર પાસે મરું તો મૃત્યુનો આનંદ ઓર આવે! ઓ રાણોજી! હું કદાચ ન હોઉં ત્યારે પણ તું સતારાના દરવાજા પાસે મરજે; પૂનાના મેદાનમાં મરજે! મૃત્યુના જેવો બીજો શો આનંદ હોય?

રાણોજી: પરશુરામાવતારની પૂનાના મેદાન પર એવી જ પ્રીતિ છે!

બાજીરાવ: પૂનાની જમીન પર સૂઉં છું ત્યારે મારી વહાલી માતાનો ખોળો સાંભરે છે! બાર વર્ષની વયે પૂનાના મેદાનમાં જે રમત રમ્યો તે રમત માટે બીજે મરવા કરતાં પૂનામાં મરવાનું મન થાય છે! પૂના! ઓ પૂના! તારાં ખંડિયેર થશે ત્યારે બાજીરાવ પૂનાનો પથ્થર હશે તો પણ રોઈ પડશે! મલ્હારરાવ! સમય અનંત છે. દિલ્હી તૂટે છે તો ભવિષ્યમાં પૂના પણ કાં ન તૂટે?

મલ્હારરાવ: પૂના તૂટશે ત્યારે હિંદુસ્તાનના મેદાનમાં પણ સ્ત્રીઓના રાસડા જ સંભળાતા હશે!

બાજીરાવ: ક્યાં વાતોએ ચડયા? નિઝામને આજે હરાવ્યો છે ને કાલે શિવાજી મહારાજનો ભગવો ઝૂંડો ઠેઠ અટકની સીમ સુધી ફરકાવવો છે! ત્યાં સુધી મને આરામ નથી. શિવાજી મહારાજે કર્યું તેના સોમા ભાગનું પણ

હજી નથી થયું. બાજીરાવ દિલ્હીનો ડગમગતો રાજમુકુટ પૂનાને ચરણે ધરી શિવાજી મહારાજનું પિતૃશ્રાદ્ધ કરશે!

( પ્રતિહાર પ્રવેશ કરે છે )

પ્રતિહાર : મહારાજ! કોઈ સવાર મળવા માગે છે.

બાજીરાવ : આવવા દે!

( પુરુષ વેષમાં મસ્તાની પ્રવેશ કરે છે )

મસ્તાની : સેવક મસ્તાનખાન મરાઠી રાજ્યના સિતારા પાસે સ્વામીભક્તિ દર્શાવવાની તક માગે છે.

બાજીરાવ : તમે ક્યાં હતા ?

મસ્તાની : નિઝામ સરકાર પાસે. એ છોડયું. આજે આપનું શરણ ઇચ્છું છું.

બાજીરાવ : કારણ ?

મસ્તાની : રાજમંત્ર ગુપ્તમાં હોય એ સ્વામીને ક્યાં ખબર નથી? ષટકર્ણમંત્ર એ વ્યર્થ રાજ્યનીતિ છે.

[ બાજીરાવ ઊઠી એકાંતમાં જાય છે; પાછળ મસ્તાની જાય છે. ]

મસ્તાની : શું હોય ? બીજું શું હોય ? આજે બાજીરાવનો ઇતિહાસ બદલાવવો છે.

[ એક પછી એક પુરુષવેષ કાઢી નાખે છે. એમાંથી એનો કૃષ્ણ કેશકલાપ બહાર પડે છે. બાજીરાવ જોઈ રહે છે. મસ્તાનીનું લલિત સૌન્દર્ય ચોમેર પ્રકાશી રહે છે.]

મસ્તાની : નિઝામના જનાનાની રહેનારી મસ્તાની આજે વીર બાજીરાવ પાસે ભિક્ષા માગે છે!

બાજીરાવ : પણ તમે કોણ ?

મસ્તાની : ઓ ! હું ? હું તો તારા પ્રેમની પ્યાસી ! હું મસ્તાની; નિઝામની આશ્રિતા છું. વીરત્વની છાપ તારા એક જ ચહેરામાં જોઈ એ ચહેરા પર આશક છું. તારી રોશનીમાં બળનાર પતંગિયું છુ. તારા નયનમાં આત્માની જ્યોતિ જોનાર અભ્યાસી છું ! હું દર્દ છું, તું મારી ઔષધિ છે. હું કમળ છું, તું મારો સૂર્ય છે. અરે ! ચાતક કરતાં પણ વધારે પિયાસી છું. હું તો બાજીરાવની મસ્તાની છું !

બાજીરાવ : અરે ? આ શું ? મસ્તાની ! તું તો ઘેલી છે ? હું કોણ ? તું કોણ ? આ શું ? ઘેલી નહિ તો ?

મસ્તાની : ( પાસે જઈને ) ઘેલી નથી, મસ્તાની તો દીવાની છે. તમને જોતાં હજારો વર્ષનો પરિચિત સહવાસ લાગે છે. અરે ! તારી પાસે અંતરના બંધ તૂટે છે; રસાયન વહે છે; નસનસમાં આંતર તૃષાના શોષ પડે છે ! તારો અવાજ સાંભળતાં, જાણે તું મારા જીવનને બોલાવતો હોય તેવું લાગે છે ! તારું નયન અનંત સમયના અંધકારમાંથી ડોકિયું કહાડી આત્માને સાદ કરે છે ! હું શું કરું ? ( ખભાપર હાથ મૂકે છે ) આ તારો સ્પર્શ અનેક નિદ્રાના પડમાંથી રસનો છલકતો પ્રવાહ વહેવરાવે છે ! અરે ! તારો હાથ ન અડે ત્યાં સુધી આ આસમાની છાંટના બાલની સુરખી ઝાંખી લાગે છે ! તારો ચહેરો સુરેખ છે; એથી વધારે લાલિત્ય તારાં અંગપ્રત્યંગમાં છે. પણ લાલિત્યનો પ્રવાહ તો તારા આ ભેદી નયનમાંથી આવે છે ! ( ફરી ખભા પર હાથ મૂકે છે ) બોલ, બોલ ! પ્રિયતમ ! મસ્તાનીના સૌંદર્યને તારું જીવતું સૌન્દર્ય મળી શકે ?

બાજીરાવ : અરે મસ્તાની ! ક્યાં બ્રહ્માવર્તના રમ્ય

પ્રદેશનો હું શુદ્ધ બ્રાહ્મણ અને ક્યાં તું ? બ્રાહ્મણ શું સ્થિતિભ્રષ્ટ થશે ? હું યોદ્ધો છું, પણ મને સૌથી વધારે પ્રિય વિશેષણ તો ' બ્રાહ્મણ ' છે ! બાજીરાવના જીવનનો આખો ઇતિહાસ તપાસી એને વીર પુરુષ કહેવાની ના પાડનારા એને એક અદ્‌ભુત બ્રાહ્મણ કહેવા તૈયાર છે ! અને વિલાસ ? એ તો દિલ્હીના સમ્રાટ્ પાસેઃ નિઝામ પાસેઃ શાહૂ મહારાજ પાસે ! બાજીરાવ પાસે તો કર્ત્તવ્યની આદર્શમૂર્તિ બ્રાહ્મણ છે ! ગોદાવરીના રમ્ય તટમાં વર્ષો પહેલાં સીતાનાં આભૂષણ વેરાયાં ત્યાર પછી આ પ્રદેશના મનહર સ્થાનમાં સ્ત્રીઓ સાથે નિઝામની સવારી ફરી છે ! આજે શુદ્ધ કાળિયાર નિઃશંક વિચર્યા કરે એવો સુંદર ' બ્રહ્માવર્ત ' પ્રદેશ કરવા બાજીરાવ નીકળ્યો છે. મસ્તાની ! હું શુદ્ધ બ્રાહ્મણ તારા સ્પર્શને પણ જીવતું મૃત્યુ સમજું છું ? મારા સ્વયં શુદ્ધ દેહમાં એ સ્પર્શ શોભે નહિ ! શિવાજીનો ભગવો ઝૂંડો ફરકાવનાર આટલો સ્થિતિભ્રષ્ટ હોય નહિ ! હું મસ્તાનીનો સ્પર્શ કરું એના ઉપર તો આખા ભારતવર્ષનું ભાવિ લટકે છે ! અસાધારણ જવાબદારીવાળો મનુષ્ય સાધારણ માણસ જેવો વિલાસ કરી શકે નહિ ! અટકપર ભગવો ઝૂંડો ફરકાવનાર મસ્તાની પાસે નમ્યો એનાથી વધારે ભયંકર ઇતિહાસ શો હોય ? રાણોજી મલ્હારરાવ જેની પાછળ ચાલ્યા તે મસ્તાની પાસે રમ્યો એનાથી વધારે મોટું કલંક શું ? નહિ, ઓ મસ્તાની, નહિ ! બાજીરાવનું જીવનં જુદા જ વાતાવરણનું છે !

મસ્તાની : અને રે પ્રિય ! બોલ, બોલ, બધા વાતાવરણનો આ સરવાળો નથી ? તારા શુદ્ધ બ્રાહ્મણદેહને

સ્નેહ પણ સ્પર્શ ન કરી શકે એટલો બધો એ રસવિહીન છે? અરે! દેહ તો સ્નેહના સ્પર્શથી વર્ણાંતર પામે છે. જન્મથી શૂદ્ર માછીકન્યાનો પારાશર સાથેનો પ્રસંગ, ઓ અદ્ભુત બ્રાહ્મણ, તને યાદ છે? દેહ જ્યારે સ્નેહના ખરા તાપમાં તપે છે, ત્યારે આત્મા વિકાસક્રમમાં આગળ વધે છે. પછી દેહ રૂપાંતર પામે છે! સ્નેહના બલથી રૂપાંતર પામેલ હું પણ બ્રાહ્મણકન્યા છું! પછી શું? અરે, માત્ર આ નામ ન હોય! તું જોઈ શકશે કે સ્નેહનો તાપ શુદ્ધ રજપૂત અને બ્રાહ્મણકન્યા જેટલો જ દિવ્ય છે! વીર પુરુષ! તેં કહ્યું હું યવન છું, ત્યારે તો બાજીરાવને સમશેરનું જ જીવન છે? અદ્ભુત જીવન નથી? બાજીરાવનું રસજીવન શું આટલું સંકુચિત છે?

બાજીરાવ: બાજીરાવની સમશેર એનાં બ્રાહ્મણપદના અભિમાન રૂપે છે. મારું રસજીવન એ આત્માના અનંત સંસ્કારમાં સાધનરૂપ છે: અનંત સંસ્કારને ફેરવવા માટે નહિ. રસજીવન એ મારા આત્માનો વૈભવ છે; આત્માને જ ફેરવનાર કોઈ સ્થિતિ નહિ.

મસ્તાની: અને રે! આ આત્મામાં જ દૃઢ છાપ રૂપે રહે એવી મસ્તાનીની રસકથા બાજીરાવના અનંત સંસ્કારને ફેરવશે! અરે, આ રસવૈભવ એ પણ આત્માની જ સુંદરતા છે! આ સ્નેહજીવન એ આત્માની જ કલા છે! એ કલામાં—એ સૌન્દર્યમાં તમામ ભેદ નાશ પામે છે! નહિ કે એ ભેદ આવશ્યક નથી, પણ મેનકા અને વિશ્વામિત્રની ભૂલ ભારતવર્ષના ધર્મપિતાની મા થવા યોગ્ય મનાઈ છે! અસાધારણ મનુષ્યની સુંદર ભૂલ એટલે શકુન્તલા નહિ? બાજીરાવ આવી

ભૂલ ન કરે? સુંદર ભૂલ કરવી, એ પણ જીવનની એક કલા છે!

બાજીરાવ : તારા શબ્દો લલચાવનારા છે; એથી વધારે લલચાવનારું તારું સ્વરૂપ છે! પણ રે મસ્તાની! બાજીરાવ જીવનમાં ભૂલ કરે એવો ઈતિહાસ તો મરાઠા રાજ્યનું કલંક થાય! અને પૂનાનો પેશ્વા કલંક રૂપે ઈતિહાસમાં જીવવા કરતાં તો અજાણ્યા રૂપે મરવાનું વધારે પસંદ કરે!

મસ્તાની : રે, પ્રિય બાજીરાવ! મારું યૌવન તને લલચાવે તો એ મસ્તાનીનો વેશ્યા તરીકેનો વિજય છે; અને પેશ્વાની અધમ પુરુષ જેવી હાર છે! પણ તને લલચાવનાર સંબંધ, ઓ પ્રિય, તું ન કળે તેવો આપણા આત્માના બંધનનો છે! તને જોતાં, ન સમજી શકાય તેટલો ઈતિહાસ ખુલ્લો થાય છે; ન વાંચી શકાય એટલા ભાવ જન્મે છે; ન કળી શકાય એટલી લાગણી થાય છે! બાજીરાવ મસ્તાનીને નહિ સ્વીકારે તો મસ્તાનીની કબ્ર પર ફૂલ વેરશે, જીવતાં ન સ્વીકારી તેને મરતાં પૂજશે; જીવતા ન જોઈ તેને મરતાં રડશે! બાજીરાવ સમજશે કે અટક પાસે ઊડનાર ભગવા ઝૂંડામાં મસ્તાનીના ભરતકામની જરૂર હતી!

બાજીરાવ : ઓ! બાજીરાવ મસ્તાનીને ઓળખે છે, સમજે છે, પૂજે છે; પણ એના સ્પર્શથી ધ્રૂજે છે!

મસ્તાની : કારણકે હમેશાં સ્નેહના સ્પર્શની ધ્રુજારીથી જ હૃદય વ્યક્ત થાય છે; હૃદય પછી આત્મા આવે છે. એ ધ્રુજારી બ્રાહ્મણત્વના અભિમાનની ન હોય!

બાજીરાવ : તો પણ બાજીરાવનો નિશ્ચય અડગ છે!

મસ્તાની : તો રે, ઓ પ્રિયતમ! તારા કોકણના

અસહ્ય તાપમાં તપતા શરીર પર એક વાદળી છાયા કરશે: તારા જંગલેજંગલ રખડતા તાનમાં મસ્તાની શબ્દ ફૂંકશે; વનેવન ભમતી આંખ સામે મૂર્તિ રૂપે તરશે. તારા અંગે-અંગ પર ચોંટેલું હૃદય પાછું વળે તે પહેલાં મસ્તાની પોતાના આત્માના સૂક્ષ્મ સ્વરૂપે તારી આસપાસ ફરતી હશે! આ જીવનમાં નહિ તો હજાર જીવનમાં, પણ મસ્તાની હવે તો બાજીરાવ પાછળ દોડવાની શરતમાં ઊતરી છે!

બાજીરાવ: મસ્તાની! આ દુરાગ્રહ શા માટે? બાજીરાવ એક સ્ત્રીથી જિતાયો એવું પાનું એના ઇતિહાસમાં ન શોભે! હું માત્ર નિઝામને જીતનાર યોદ્ધો નથી; શાહૂ મહારાજની આજ્ઞા ઉઠાવનાર સામંત નથી: રાજદ્વારી ભેદનું પૃથક્કરણ કરનાર શુષ્ક રાજદ્વારી પુરુષ નથી: હું મનને જીતનાર બ્રાહ્મણ પણ છું. મારું એ જ ખરું અભિમાન છે. હું અંતરના અવાજને માન આપનાર સેવક છું, મનના ભેદનું પૃથક્કરણ કરનાર રસમય પંડિત છું! તું મસ્તાની, રસથી પ્રેરિત હો, આત્માના અખંડ પ્રવાહથી ધકકેલાતી હો, કે કોઈની રાજદ્વારી કુનેહ રૂપ હો, પરંતુ બાજીરાવને કંચન કરતાં કામિનીનો વિવેક વધારે પ્રિય છે! તારામાં શકુન્તલા જેવું મનોરમ સ્વરૂપ છે; એ સ્વરૂપને હું પવિત્ર સમજું છું. પણ તારા એ પવિત્ર સ્વરૂપને સ્પર્શ નહિ કરું! બાજીરાવના તંબુમાંથી સૌન્દર્યપૂર્ણ પ્રતિમા અખંડ નિષ્કલંક કૌમાર્ય જાળવી બહાર નીકળે, એ ઇતિહાસ મને પોતાને જ ફરી ફરી વાંચવાનું મન થાય તેવો છે! તારી દર્દમય ગઝલનો આ ઉત્તર છે; રસજીવનનો આ પ્રતિધ્વનિ છે; આત્માની કલાનો આ વિકાસ છે!

મસ્તાની : રે, સ્નેહના સૂક્ષ્મતત્ત્વના અભ્યાસી ! જ્યારે આત્મા સ્નેહના વાતાવરણના પ્રવાહમાં હોય છે ત્યારે રાજ-દ્વારી કુનેહ તારા અંતઃકરણમાં ઘડીભર પણ વાસ કરે છે ? મારા દર્દની ગઝલ તું ધારે છે તેટલી જ નથી. મારા જીવનનું તું એક જ કેન્દ્ર છે. તું ન હો—તું ન સ્વીકારે—પછી મારે કૌમાર્ય જેવું કાંઈ નથી. હું યવન છું, પણ તારા વીરત્વ માટે ભગવા ઝૂંડાને અટકની પાર રોપનારી ! તારા મનને જીતવાનો આ પ્રસંગ નથી. હૃદયનો વૈભવ બુદ્ધિની બહાર છે ! હૃદયના વૈભવનું એક જ નિવાસસ્થાન આત્મા છે ! રે પ્રિય ! મસ્તાની આત્માના બળથી ધકકેલાતી આવી છે. તું જ મારું ચૈતન્ય છે, આત્માનો પ્રકાશ છે, રસ અને રસાયન છે. તું મારું શું નથી ? રસ્તે રસ્તે તારા માટે ફૂલ વેરું, તારા સારંગની રજેરજ પૂજું, અરે, તારા માટે શરીરના ટુકડેટુકડા કરી ફેંકી દઉં, પણ તને આ જિંદ-ગીમાં—આવતી જિંદગીમાં—હઝાર જિંદગીમાં—પણ એક વખત ચોક્કસ મળવાની ! હું મારા આત્માને શી રીતે છોડું ? સંગીતમાંથી લાગણી શી રીતે દૂર થાય ? ફૂલમાંથી સુગંધ કેમ છૂટી પડે ? બાજીરાવ ! ઓ પ્રિય બાજીરાવ ! તું નહિ મળે તો તારી પ્રતિમા ઘડીશ, તું નહિ મળે તો નદીના કાંઠે રેતીરેતીમાં તારું નામ લખીશ, પણ તને હવે છોડું એ આત્મહત્યા છે ! રે, તું જ મારું સર્વસ્વ છે !

બાજીરાવ : મસ્તાની, કોને ખબર છે તું ભૂલતી નહિ હોય ? બાજીરાવમાં શું છે ?

મસ્તાની : બાજીરાવ મારા જીવનપ્રવાહનો અખૂટ ઝરો છે, મારા આત્માનું પ્રતિબિંબ છે, મારા સંગીતનો અસલ

અવાજ છે.

બાજીરાવ : આ સ્નેહનો પ્રશ્ન છે. એમાં ન્યાય ત્રીજા હાથથી જ શોભે. રાણોજી !

( રાણોજી હાજર થાય છે )

બાજીરાવ : આ ચાકરી શોધનાર યુવાન !

રાણોજી : [ ગંભીરતાથી ] સ્નેહનું આ કંઈ પ્રથમ જ તોફાન નથી !

મસ્તાની : રાણોજી સિંધિયા ન્યાય્ય કહેજો. આ સ્નેહનું પ્રથમ તોફાન નથી ! અને આ નિર્દોષ તોફાન આત્માનો વૈભવ નથી ? મહારાજ ! પ્રજામાંથી રસજીવનનો નાશ થશે ત્યારે યાદ રાખજો કે બાજીરાવ અને શિવાજી પણ સ્વપ્નાં થશે ! ન્યાય આપો ! મસ્તાનીનું આ કાર્ય એ પણ પેશ્વાના ઇતિહાસનું એક જ્વલંત ચિહ્ન નથી ?

રાણોજી : વીરત્વ પાછળ સૌન્દર્ય હમેશાં રખડયું છે ! સૌન્દર્યને સાચવનાર એ એક જ સ્થાન છે ! પેશ્વા સરકારનો આ ઇતિહાસ નિષ્કલંક ગણાશે. મલ્હારરાવ !

( મલ્હારરાવ આવે છે )

રાણોજી : મલ્હારરાવ ! આ વીરત્વની પાછળ સૌન્દર્ય ભમે છે એ ઉત્તમ દશ્ય જો !

મલ્હારરાવ : વીરત્વ ને સૌન્દર્યનો વિરલ યોગ એટલે જ પ્રજાજીવનમાં નવા ચૈતન્યનો પ્રારંભ. આવા યોગનું ફલ પ્રજાજીવનનો ઇતિહાસ ઘડે છે. મહારાજ ! શ્રીમંત પેશ્વા સરકારના જીવનનું આ સ્મરણ વર્ષો પછી રસજીવનનો વૈભવ દર્શાવશે: આત્માની સુંદરતા પ્રકટ કરશે.

બાજીરાવ: ત્યારે તમને આ યોગ ખૂંચતો નથી ?

મસ્તાની: આવા વિરલ યોગ ખૂંચશે ત્યારે શિવાજી મહારાજની ભૂમિ નીચે ઊતરશે. પરમ પ્રિય ! આ આત્માની અમર સુંદરતા આજે સ્નેહરૂપે પ્રગટ થાય છે !

બાજીરાવ: બાજીરાવે હમેશાં સ્નેહનો વિજય સ્વીકાર્યો છે.

( રાણોજી અને મલ્હારરાવ બહાર જાય છે )

મસ્તાની: આજે આત્માને કોઈ ઊંચે લેતું હોય તેમ જણાય છે: અને કોઈ સૌન્દર્યમાં નીતિતત્ત્વ પૂરતું હોય તેમ લાગે છે: આજે હવે પ્રકાશમાં પ્રવેશ થતો દેખાય છે! ઓ ! બાજીરાવે આ જીવનમાં પ્રકાશ આપ્યો !

# સારંગી છેડી!

**પ્રતાપમલ્લ** ત્યાં ઊભો હતો પણ પોતાને કોઈ પિછાની શક્યું નહિ, એ એણે જોયું: એટલે એ વધારે નિશ્ચિંત બનીને ઊભો. એક વૃદ્ધ ડોસો પોતાના નાના બે છોકરા સાથે ચોકમાં બેઠો હતો. લોકની ઠઠ જામતી હતી. એક બે સ્ત્રીઓ પણ કુતૂહલથી છેટે ઊભી ઊભી, શું થાય છે એ જોવામાં તલ્લીન હતી. એટલામાં ત્યાં અલી જમાદાર આવ્યો. લલિતપટ્ટનના વિખ્યાત બહાદુર પુરુષોમાં એની ગણના હતી. એની ધોળી દાઢી તરફ લોકોને માન હતું, અને એની ગરુડના જેવી ચંચળ આંખમાં, સંપૂર્ણ વિશ્વાસ હતો. લલિતપટ્ટન નરેશનો તે વિશ્વાસપાત્ર નોકર હતો. તે જાતનો આરબ હતો અને આરબને સહજ બહાદુરી, રાજભક્તિ ને નિમકહલાલી એ ગુણો એનામાં જન્મથી જ સાથે આવ્યા હતા. એના વૃદ્ધ શરીર પર લલિતપટ્ટનના લોકોને એટલો વિશ્વાસ હતો કે જ્યારે તેની હાજરી હોય ત્યારે ગમે તે લૂટારાનો ભય હોય, છતાં જાણે ભય હોય જ નહિ એમ આખા નગરના લોક અપ્રતિહત વ્યવહાર ચલાવ્યે જતા. અલી જમાદાર લલિતપટ્ટન નરેશના મહેલના

મુખ્ય દરવાજા પર બેસતો. અને એ બેસતો ત્યારે લોકો જાણતા કે લલિતપટ્ટન સહીસલામત છે.

પોતાના પ્રખ્યાત પ્રતિસ્પર્ધીને આવેલો જોઈ પ્રતાપમલ્લ જરાક દૂર ખસ્યો. પરંતુ જ્યારે અલી જમાદારે તેની સામે જોયું અને કાંઈ આશ્ચર્ય ન દેખાડ્યું, ત્યારે પ્રતાપમલ્લ સમજ્યો કે, સાધુના વેશમાં પોતે સલામત છે.

પ્રતાપમલ્લ એક પ્રખ્યાત લૂંટારો હતો. કહેવાતું કે એની પાસે ઓછામાં ઓછા દસ લાખ રૂપિયા હતા! પ્રતાપમલ્લ લૂંટારો હતો, છતાં સાધારણ સ્ત્રીને એની આંખ પર જેટલો પ્રેમ અને વિશ્વાસ જન્મતાં તેટલાં લલિતપટ્ટનના નરેશ પર પણ ન થતાં. ક્યારેક તો લૂંટ પૂરી થયા પછી સ્ત્રીઓ પોતાનાં પ્યારાં બચ્ચાં વાસ્તે એકાદ ઘરેણું પાછું પણ માગી લેતી; અને પ્રતાપમલ્લ ઉદાર દિલથી બધું પાછું આપી દેતો! એના ચહેરા પર સૌંદર્ય ન હતું, પરંતુ ભવ્યતામાં ગુપ્ત રહેલી પવિત્રતાની છાપ હતી. એની નિર્મળ અને વિશાળ આંખમાં એક બે રાતા શેરડા સિવાય બીજું કોઈ ચિહ્ન ન હતું કે, જેથી માણસ એને લૂંટારો લેખે. એ આંખમાં ક્યારેક તો મધુર સ્નેહની પાછળ કરુણ રસ મળે એવું હૃદયંગમ કાવ્ય ચિતરાઇ રહેતું. અને ખરી રીતે તો એ લૂંટારો હતો જ ક્યારે? પ્રતાપમલ્લ મૂળ તો લલિતપટ્ટન નરેશનો વફાદાર સરદાર હતો. પણ નરેશની આંખમાં જ્યારે વિકારની છાયા આવી, ત્યારે જીવનપર્યંત દૃઢ રહેલા સરદારે આ રસ્તો લીધો. ક્યારેક તે છૂપા વેશમાં આવી રીતે ગામમાં આવીને ચાલ્યો જતો. આજ પણ એ જ પ્રમાણે એ આવ્યો હતો, સાધુ થઈને.

લોકો એક વૃદ્ધ સારંગી વગાડનારની આસપાસ ટોળે મળ્યા હતા.

અલી જમાદારને આવેલો જોઈ, લોકોએ તેને માનથી રસ્તો આપ્યો. સારંગી વગાડનાર વૃદ્ધ પુરુષના ચહેરા પર દુઃખની અનેક કરચલી પડી હતી. છતાં એ કરચલીમાંથી એનો દૃઢ અને આગ્રહી સ્વભાવ તરી આવતો હતો. એનો મોટો છોકરો આશરે દસ અગિયાર વર્ષનો હતો એના કંઠમાં એક જાતનું માધુર્ય હતું. એનું પૃથક્કરણ કરવું જેટલું મુશ્કેલ હતું તેટલું જ મુશ્કેલ એનો મોહ અટકાવવાનું હતું. ક્યારેક મનુષ્યના કંઠમાં લાલિત્ય નથી હોતું; પણ હલકમાં જ રમ્ય માધુર્ય હોય છે. અને એ માધુર્ય સ્મૃતિમાં બહુ જ ઊંડો સંસ્કાર મૂકે છે. વૃદ્ધ ડોસો સારંગી મિલાવતો હતો અને નાનો છોકરો મોટાની સાથે ક્યારેક સૂર મિલાવતો હતો.

ડોસાએ સારંગી છેડી.

જો કે વૃદ્ધ ડોસાનાં પણ, ગમે તેમ કરુણ રસની અદ્દ્ભુત મિલાવટ હતી. એ સારંગીને માત્ર છેડતો જ હતો અને મોટો છોકરો ગાતો હતો. ડોસાની કલા ઉપર પણ લોકોનાં હૃદય પાણી પાણી થઈ જતાં હતાં, મોટો ગાતો હતોઃ

ઢૂંઢૂં મળે ના રોશની, આવી નજર ક્યારે ચડે;<br>
ક્યાં જાઉં વિણ કો મોહિની ? ના કૈં સૂઝે, આંખો રડે.<br>
આરામ ઘડીભર પામવા, ક્યાંક્યાં ચમન શોધી લઉં;<br>
વિશ્વાસમાં ખોળે મૂકી ક્યાં, ઝૂકવું સરને હવે ?<br>
એ ઝિંદગીના નૂરથી, આ ઝિંદગીમાં નૂર છે;<br>
એ ના મળે તો ઝિંદગી આ, ધૂળથી યે ધૂળ છે.

બીજા ઉપર તો ઠીક પણ આ ગાનની આબાદ અસર

તો પ્રતાપમલ ઉપર થઈ. એનું હૃદય ખુલી ગયું. એને જાણે કાંઈક નવીન જ પ્રકાશ મળ્યો હોય તેમ લાગ્યું. જેમ ઇતિહાસમાં તેમ માનવજીવનમાં કયારેક એક અનેરી પળ આવે છે. એ એક પળ જ હોય છે; અને વિશુદ્ધ અથવા સંસ્કૃત આત્માને અકસ્માત એમાંથી વિકાસનું પ્રથમ દર્શન થાય છે. અલબત્ત, મનુષ્યના જીવનમાં આ હમેશનો બનાવ નથી, પરંતુ તેથી તેની સત્યતામાં જરા પણ શંકા રહે તેમ નથી,

એટલી વારમાં લોકો તો પૈસા આપી આપીને વિખરાઈ જવા લાગ્યા હતા. પણ અલી જમાદાર આજે આનંદમાં હતો. એટલે એ ડોસાની પાસે આવ્યો.

'ક્યાં રહેવું બાવાજી ?' તેણે પૂછ્યું.

વૃદ્ધ ડોસાએ નીચે જોયું. તે મનમાં જ બોલ્યો : 'બાવાજી ? !'

એક પાસે ઉભેલા વૈશ્યે ફરીને સવાલ પૂછ્યો : 'બાવાજી ! જમાદાર સાહેબ પૂછે છે કે ક્યાં રહેવું ?'

મોટા છોકરાએ જવાબ આપ્યો: 'ત્રીકમગઢ.'

'ઓ બડા ભારી રાજ ! ' અલી જમાદારે કંઈક ગર્વમાં કહ્યું: 'બડા ભારી રાજ. કુછ ન કુછ દેતે જાઓ બિરાદરો !'

લોકો આવી આવીને કાંઈક આપીને, જેને જેમ ફાવ્યું તેમ વિખરાયા. અલી જમાદારે એક રૂપિયો આગળ ધર્યો: 'લ્યો મહારાજ !'

પ્રતાપમલ હજી વિચારમાં ત્યાં જ ઊભો હતો. એ આજે આરામમય સ્થાનની જાણે શોધમાં હતો. આજ દિવસ સુધી આરામ શું છે એની તેને ખબર ન હતી.

હવે જો કે ગાન બંધ થયું હતું, પણ સારંગીની ધીમી

સ્વર–ધૂન જાણે હજી રહી હતી. ડોસાના કરુણ ચહેરામાં આછું સ્મિત ફરકતું હતું. એની આંખ ઘડીભર પ્રતાપમલ્લ પર ઠરી. પણ એને અચાનક કાંઈક સાંભર્યું હોય તેમ તરત જ એણે દૃષ્ટિ પાછી ખેંચી લીધી. અલી જમાદારના મર્દાની સ્વભાવમાં આજે ઘેલછા આવી હતી, એ પણ ડોસાનું અનુકરણ કરવા લાગ્યો. હાથ પર આડો હાથ રાખી સારંગી બજાવવા લાગ્યો ને મોઢેથી બોલવા—એના પોતાના મનથી તો ગાવા—લાગ્યો :

'એ ઝિંદગીના નૂરથી, આ ઝિંદગીમાં નૂર છે.'

એ વળી પોતાની રીતે એને સમજી રહ્યો હતો.

જમાદારને પોતાનો એકનો એક જુવાન વીશ વર્ષનો છોકરો યાદ આવ્યો હતો. એ જ એની ઝિંદગીનું નૂર હતું. ગાન તો બંધ થયું હતું. પરંતુ એના જુદા જુદા ભાવ લોકમાં જુદી જુદી અસર ઉપજાવી ગયા હતા. પ્રતાપમલ્લ પોતાના મનમાં બોલી રહ્યો હતો:

'આરામ ઘડીભર પામવા, ક્યાં ક્યાં ચમન શોધી લઉં ?'

એને આજે અચાનક આરામ જોઈતો હતો.

તે પાછો જવા ફર્યો, એટલામાં ડોસાએ એને ઈશારત કરીને બોલાવ્યો. એટલી વારમાં જમાદાર ચાલ્યો ગયો હતો. આસપાસ બીજું કોઈ નથી એ જોઈ ડોસાએ પ્રતાપમલ્લને ધીમેથી કહ્યું: 'હું તમને ઓળખું છું. મેં તમને ક્યાંક જોયા છે !'

પ્રતાપમલ્લ ચમક્યો: 'કોને મને ? ભૂલતા તો નથી ને ?'

'મૃત્યુને કોઈ ભૂલે ?' ડોસો બોલ્યો.

પ્રતાપમલ્લ એકદમ સ્વસ્થ થઈ ગયો. અને શાંત રીતે બોલ્યો: 'હું તમને પછી મળીશ. તમે ક્યાં ઊતર્યા છો ?'

ડોસો જરાક હસ્યો. પ્રતાપમલ્લ શંકામાં પડ્યો; પરંતુ થોડીવારમાં એની શંકા ઊડી ગઈ. એના હૃદયને આઘાત થયો. એ વિચારવા લાગ્યો કે આ ન સમજી શકાય તેવો રમણીય શોક આજે મને કેમ થઈ રહ્યો છે? આ ડોસો કોણ હશે?

એટલામાં ડોસાએ જવાબ વાળ્યો: ' નદીકિનારે ધર્મ-શાળામાં આઠ વાગ્યે આવજો; પણ તૈયાર થઈને જ આવજો.'

ડોસાના બીજા વાક્યે પ્રતાપમલ્લ પાછો ચમકી ઊઠ્યો: ડોસો એને ભયંકર લાગ્યો. પણ એણે તો સ્વસ્થ રહીને જ જવાબ દીધો: ' ભલે ! ફિકર નહિ.'

અને તે ત્યાંથી તરત અદૃશ્ય થઈ ગયો.

રાતે પ્રતાપમલ્લ ડોસા પાસે ગયો. ડોસો તો ત્યારે પણ ચંદ્રના સુંદર પ્રકાશમાં સારંગી છેડી રહ્યો હતો. પ્રતાપમલ્લના હૃદયનો કોઈ અજાણ્યો પ્રદેશ પણ પરિ-વર્તન પામતો હોય તેમ, એનું હૃદય ડોસાની સારંગીમાં હતું. એણે એક સુંદર સુવર્ણહાર ડોસા પાસે મૂક્યો: ' મહારાજ ! મારું રંકનું આટલું સ્વીકારો.'

ડોસો હસ્યો. પણ એ અજબ હતો. એનું તો એ જ હૃદયમંથન કરે તેવું હાસ્ય !

' મહારાજ ! હું તુચ્છ છું, પણ મૂકનાર મન તુચ્છ નથી. માટે ભેટ પણ તુચ્છ નથી.'

ડોસો ફરી હસ્યો; આસપાસ જોયું; પછી ધીમેથી બોલ્યો: ' પ્રતાપમલ્લ !'

એક કુદકે પ્રતાપમલ્લ આઘો થઈ ગયો. એ ભડક્યો: ડોસો મને જાણે છે, એ વિચારે એ સાવધ થઈ ગયો. એના

મનમાં હવે ગડભાંગ થવા માંડી.

પણ ડોસો ફરીને વધુ ધીમેથી બોલ્યો: 'મારાથી બીવાનું કારણ નથી. તું નીચે બેસ. મારે કાંઈક કહેવાનું છે.'

પ્રતાપમલ્લ નીચે બેસી ગયો. એને ડોસાના શબ્દમાં અવિશ્વાસ મૂકવા જેવું કાંઈ ન લાગ્યું.

ડોસાએ કોઈ કથા-વાર્તા માંડી હોય તેમ કહ્યું: 'આજથી ત્રણ વર્ષ પહેલાંનો સમય સંભાર. સાંભરે છે?'

પ્રતાપમલ્લ ડોસાની વધુ નજીક આવ્યો. પણ ડોસાની કાળી નિસ્તેજ મૂર્તિમાં ભસ્મ સિવાય એ કાંઈ વધારે ન કળી શક્યો. ડોસો ફરીને બોલ્યો:

'નથી સાંભરતું? ત્યારે જો, આજથી બરાબર ત્રણ વર્ષ પહેલાં તું પંડિત રમાનાથને ત્યાં નંદગામમાં મહેમાન હતો, એ સાંભરે છે?'

પ્રતાપમલ્લનો ચહેરો ફિક્કો પડી ગયો. એ વૃદ્ધ ડોસાની તદ્દન નજીક આવ્યો. પંડિત રમાનાથનું ચિત્ર સ્મૃતિમાં ખડું થયું; એ ઘડીભર ધ્રૂજ્યો.

'હા, યાદ છે.' એણે યંત્રવત્ જવાબ દીધો.

'પ્રતાપમલ્લ!' ડોસાએ હવે આજ્ઞાદર્શક સ્વરમાં બોલવાની શરૂઆત કરી: 'ભૂલ કરવી એ એક વાત છે; ભૂલને ભૂલી જવી એ બીજી. તું અત્યારે જે હાર મને આપવા આવ્યો છે એ તો મારી જ પુત્રીનો છે!' વૃદ્ધનો સ્વર ધ્રૂજતો દેખાયો: 'આ હાર તારી પાસે છે; પણ જેનો એ હાર છે, એ મારી યમુના ક્યાં છે? આ તો એકલો હારને યમુનાનો તો પત્તો નથી!'

પ્રતાપમલ્લ ગંભીર બની ગયો 'હું મારું બનવું બધું

કરીશ. કારણ કે આ હાર તો આ શહેરમાંથી જ આવ્યો છે, એ મને ખબર છે.'

પ્રતાપમલ્લ પછી કાંઈ બોલ્યો નહિ. તે તરત ત્યાંથી ઊઠયો. પણ આજે એના પરિવર્તનની ક્ષણ હતી. તે ઘડી-ભર પોતાની મૂળ સ્થિતિમાં આવ્યો હતો. એટલે કે લૂંટારો જાણે તારણહાર થયો હતો. કેટલીક ગલી વટાવી તે એક ખંડિયેર જેવા મકાનમાં આવી પહોંચ્યો. આ પ્રતાપમલ્લનું તદ્દન ખાનગી સ્થાન હતું. બહારથી એવું ખંડિયેર દેખાતું હતું કે અંદર કોઈ હશે એમ કોઈને શંકા જ પડે નહિ. પ્રતાપમલ્લ અંદર ગયો, પાછો એણે વેશ બદલાવ્યો અને ત્યાર પછી ત્યાંથી રવાના થઈ ગયો.

લલિતપટ્ટનમાં ત્રણ દિવસ પછી બૂમ પડી કે પ્રતાપ-મલ્લ નજીકમાં છે. કેટલાકે ચલાવ્યું કે એ તો હમેશાં શહેરમાં આવે છે ! અલી જમાદાર કમ્મર કસી તૈયાર થયો. પરંતુ શહેરમાં એક બીજી ન ધારેલી આફત પણ એ જ વખતે ઊતરી પડી. બે દિવસ થયા ન થયા, ત્યાં તો શહેરમાં ભયંકર કોલેરા ફાટી નીકળ્યો. લોકો મૃત્યુના નામ આગળ પ્રતાપમલ્લને પણ ભૂલી ગયા. માણસો નિરાધાર થઈ પડચાં. માતા–પિતા અને સંતાન વચ્ચેનો નૈસર્ગિક સંબંધ તૂટયો, કોલેરાએ એવું રૂપ પકડયું. આ સર્વ ગેરવ્યવસ્થામાં એક જ વિરલ પુરુષ મૃત્યુની દરકાર રાખ્યા વિના, મૃત્યુશય્યાપર તરફડતાં બચ્ચાંને માતા પાસે, પુત્રને પિતા પાસે અને નિરાધારને કાઈ આધાર પાસે લઈ જતો હતો. એને મૃત્યુનો ભય ન હતો. એ વિરલ પુરુષ તે પેલો પ્રતાપમલ્લ !

લલિતપટ્ટનના એક નિર્જન ખૂણામાં તદ્દન કંગલ હાલતમાં એક સ્ત્રી મૃત્યુશય્યા પર પડી હતી. આખું ઘર 'ગરીબી, ગરીબી' પોકારી ઊઠતું હતું. પ્રતાપમલ્લ એક દિવસ ત્યાંથી પસાર થતો હતો. એ પોતાના ગુપ્ત વેશમાં હતો, છતાં એને ઓળખાઈ જવાની ધાસ્તી ઘણી હતી, તેથી ઝપાટાબંધ જતો હતો. પ્રતાપમલ્લ ઘડીભર ત્યાં થોભ્યો. અંદરથી કરુણ સ્વર આવતો હતો. તે અંદર ગયો. એક સુંદરી મૃત્યુના મુખમાં હતી. પરંતુ મૃત્યુની છાયામાં પણ એની રમણીયતાની અદ્દભુત છટા પ્રસરી રહી હતી. પ્રતાપ-મલ્લે ત્યાં ઝંપલાવ્યું. તે તેની શય્યા પાસે બેસી ગયો. એટલામાં નજીકના ઘરમાં કોઈક મરી ગયું. ફિકર નહિ. તે અડગ રહ્યો. તેને જીવનમાં આજે વળી એક નવીન સાહસનો અનુભવ થયો. આ સાહસમાં શૌર્યને બદલે કરુણા હતી; લેવાને બદલે દેવાનું હતું. પાસેના એક બીજા ઘરમાં બીજું કોઈક પણ મરી ગયું! તેનું એક પાંચ વર્ષનું નિરાધાર જેવું બાળક પ્રતાપમલ્લ પાસે આવી ચડ્યું. અચાનક તે દિવસે વૃદ્ધ પંડિતે ગાયેલી લીટી તેને કંઠે આવી. એનું હૃદય પીગળી ગયું:

'આરામ ઘડીભર પામવા ક્યાં ક્યાં ચમન શોધી લઉં?'

તે દિવસે પોતે આરામ શોધતો હતો. ગાનની લીટી સુંદર અને હૃદયંગમ લાગી હતી. પણ—આજે એની પાછળનું આખું ચિત્ર ખડું થયું.

એણે પેલી સ્ત્રીને જરાક આરામ થાય એવી દવા આપીને પાછું શેરીમાં ભમવાનું શરૂ કર્યું. પણ હવે એને ઓળખાઈ જવાની ધાસ્તી પણ ગઈ હતી; પોતાના આરામની પણ

દરકાર ન હતી; જિંદગીની પણ પરવા ન હતી.

ત્રણ દિવસ થયા, અને પેલી સ્ત્રી તદ્દન સ્વસ્થ થઈ ગઈ. અઠવાડિયું થયું. તેના ચહેરા પર ગુલાબી રંગની આછી છાયા આવવા માંડી.

પણ આટલા દિવસોમાં તો પ્રતાપમલ્લને નવા જીવનની ઝાંખી થઈ ગઈ. અત્યાર સુધી એ જ્યાં અન્યાય દેખે ત્યાં જાણે કે પોતાનું કર્તવ્ય હોય તેમ કૂદી પડતો. હવે એને લાગ્યું કે એના કરતાં પણ વધારે મોટું કામ તો પીડિતોને માટે આરામસ્થાન સરજાવવામાં રહ્યું છે. એને આ સ્ત્રીએ સેવાનો નવો રસમાર્ગ બતાવ્યો હતો! એ કજિયાળો પંથ ભૂલવા માગતો હતો.

એણે આજે પહેલી જ વખત અચાનક એ સ્ત્રીને પૂછ્યું: 'તમારું નામ?'

'યમુના!'

'હેં! ત્યારે તો પંડિત રમાનાથ . . .'

'મારા પિતા; પણ તમે એને ક્યાંથી ઓળખો?'

'પણ તમે આંહીં ક્યાંથી? તમે તો ત્યાં . . .' દરબારગઢ એમ પ્રતાપમલ્લ બોલી શક્યો નહિ. એની જાત-માહિતી પ્રમાણે તો એ ત્યાં હોવી જોઈએ.

યમુનાએ નીચાં નેણે કહ્યું: 'હું ત્યાં જ હતી. મારું જીવન તો ભાઈ! હરાઈ ગયું છે. પણ ત્યાંથી હું ગમે તેમ નાસી છૂટી. એ નાસી છૂટવાની શંકા અલી જમાદારના છોકરા ઉપર પડી. એટલે એનું ખૂન થયું!'

'હા! ત્યારે તો જે ખૂન મારે ખાતે ચડે છે તે! આહા! કેવી આ રમત ગોઠવાઈ ગઈ છે!' પ્રતાપમલ્લ

મનમાં ને મનમાં બોલી રહ્યો.

પણ એટલામાં તો અલી જમાદાર આવતો દેખાયો. એને કોઇક જાણભેદુએ વાત કરી હતી. પ્રતાપને ભાગવાનો હવે સમય ન હતો. જમાદારના છોકરાનું ખૂન યમુનાને લીધે થયું એ પ્રતાપમલ્લે જાણ્યું હતું. એટલે હવે એને પણ રેઢી મૂકવાનો વખત ન હતો. પ્રતાપમલ આવા કજિયા માટે જ બહારવટાં ખેડતો. એટલે એણે પોતાના છોકરાને માર્યો છે એવી જમાદારની ચોક્કસ સમજણ હતી. અત્યારે એ વેર લેવા જ દોડયો આવતો હતો એ પ્રતાપમલ સમજી ગયો. તે તૈયાર થઈ ગયો. બીજા કોઈ વચારને અવકાશ પણ ન હતો.

અલી જમાદારને તો અકસ્માત શત્રુ મળી ગયો, અને યમુના પણ મળી ગઈ. કોલેરાને લીધે ચારે તરફ, મરણ પોકના અવાજથી વાતાવરણ ભયંકર થઈ રહ્યું હતું અલીએ જ પહેલ કરી. પ્રતાપે તરત જવાબ વાળ્યો. અલીએ ઘા કરવા તલવાર ઉપાડી. પ્રતાપ બોલ્યો: ‘ તું અને હું બન્ને શત્રુ નથી. ’

‘ ઓ કાફર ! હરામજાદા ! જબાન બંધ કર ! ’

હવે તો દલીલને અવકાશ જ ન રહ્યો.

અલી કૂદીને અંદર જ પડ્યો. પણ પ્રતાપે એક જ સપાટે તેને વધારે અંદર ધકેલી દીધો; અને યમુનાને નાના બાળકની પેઠે ઉપાડી લીધી. અલીની કળ વળે તે પહેલાં બહારવટિયો ઘર પર સાંકળ ચડાવી, જમાદારને જ કેદ કરી તત્કાલ રવાના થઈ ગયો !

ત્યાર પછી પ્રતાપ દેખાયો જ નહિ. પંડિતે આ

સાંભળ્યું. યમુનાને ઉપાડી પ્રતાપ જતો રહ્યો એ પણ જાણ્યું. વૃદ્ધ ડોસાને પ્રતાપ પર તિરસ્કાર છૂટયો. એને ખાત્રી થઈ કે યમુનાને પોતાને ઘેરથી ઉપાડી જનાર પણ આ દુષ્ટ પ્રતાપ જ હશે ! વૃદ્ધ પંડિતને હવે જીવનમાંથી જતાં પહેલાં અવશેષ કાર્ય પૂરું કરવાનું મન થયું.

જે કામ માટે એણે ભેખ લીધો હતો, તે કામ બગાડનારને એણે હવે હરાવવાનો નિર્ણય કરી લીધો. એટલે એણે અલી જમાદારની મિત્રાચારી બાંધી. અલી જમાદારે સમાચાર કહ્યા કે તેના યુવાન પુત્રનું ખૂન કરનાર પણ પ્રતાપ હતો. એકનો પુત્ર મરાઈ ગયો હતો, બીજાની પુત્રી હરાઈ હતી. બન્ને એક થયા. સતત પ્રયાસને અંતે ઘણે વખતે પ્રતાપનો તો પત્તા લાગ્યો.

પણ પ્રતાપે તો હવે શાંત એકધારું જીવન ગાળવું શરૂ કર્યું હતું. એનો જીવનક્રમ જાણે બદલાયો હતો. નાના વહેતા વહેળા પર સવારમાં યમુના અને પ્રતાપ ફરતાં. આસપાસ, જંગલી રીતે આડાઅવળા ઉગેલા પુષ્પના સુંદર છોડ ખીલી રહેતા. સામે કાંઠે વૃક્ષોની હારમાંથી હજી સૂર્યનાં કિરણ દેખાતાં ન હોય તે સમયે પોતાના નાના ખેતરમાં એ બન્ને જતાં અને થોડીઘણી મહેનત કરી શાકભાજી ઉગાડતાં. બપોરે એ બન્ને રામાયણ વાંચતાં, ત્યારે યમુનાનું સંગીત અને પ્રતાપની કથા સાંભળવા, આસપાસના ભોળા કણબી અને ભલા રબારીઓની ઠઠ જામતી. કેટલાંક નાનાં બચ્ચાં મોટી બેન [યમુના] પાસે રવિવારે દોડતાં દોડતાં આવતાં. ભલા અને ભોળા મુસાફરો બપોરે વિશ્રાંતિ લેવા પ્રતાપના નાના કૂવા પાસે ઝાડના જૂથમાં બેસતા. બહારવટિયાના

સાહસિક જીવનનું આ સંગીતમય રૂપાંતર હતું. તે પોતાની શાંત ઝૂંપડીમાં આનંદથી દિવસો પસાર કરી રહ્યો હતો. અને એ શાંત ફેરફાર લાવનાર પંડિત વેરમાં પડ્યો હતો!

પંડિતના જ્ઞાની સ્વભાવમાં એક અજ્ઞાનનું વાદળ રહી ગયું હતું. એને હવે યમુનાનું વેર લેવું હતું. યમુનાને હરી, બ્રાહ્મણપદમાંથી ભ્રષ્ટ કરનાર પર પંડિતનો શત્રુભાવ વૃદ્ધિ પામતો ગયો. જે એના ખરા દુશ્મન હતા એમની જ સહાયથી એ પ્રતાપને શોધવા નીકળ્યો. ખેતરમાં નિરાંતે ઝાડની શાળી છાયા નીચે પ્રતાપને એમણે બેઠેલો જોયો. અલીએ ખુલ્લો હૂમલો ન કરતાં અચાનક રાત્રે હૂમલો કરવાનો નિશ્ચય કર્યો. પંડિતે એને અનુમોદન આપ્યું.

રાત પડી. શાંત નિર્મળ ચંદ્ર સુંદર વાતાવરણને મધુર બનાવતો હતો. પ્રતાપ અને યમુના સ્વચ્છ ફળિયામાં બેઠાં હતાં.

અલી જમાદાર અને પંડિત પાછળથી આવ્યા. પંડિતે નિશાન તાક્યું. એક ધડાકો થયો અને એ સાથે જ અલી પણ ફળિયામાં કૂદ્યો.

પણ પંડિત બીજું નિશાન તાકે તે પહેલાં અલીના હાથમાંની તલવાર ખૂચવાઈ ગઈ હતી. એ જોઈને પંડિતના ધ્રૂજતા હાથમાંથી બંદૂક પડી ગઈ! ધડાકો સાંભળી ખેડૂતો દોડી આવ્યા હતા. પંડિત ને અલી તેમના હાથમાં કેદ હતા. પ્રતાપ ફળિયામાં પાછો આવ્યો. હવે જ એને ખબર પડી કે પંડિતની બંદૂકના ઘાથી તો યમુના નીચે પડી છે!

પ્રતાપે યમુનાને પથારીમાં મૂકી. પંડિત નજીક આવ્યો. પ્રતાપે તેને છૂટો કર્યો. યમુનાએ દીવાની આછી રોશનીમાં પિતાનું કરચલીઓવાળું વૃદ્ધ વદન પારખ્યું. તેણે હાથ

જોડ્યા અને તેને પાસે આવવા દેવા પ્રતાપને કહ્યું.

'પિતાજી ! આ કામમાં તમે ?' યમુનાએ બહુ જ ધીમેથી કહ્યું.

'બેટા ! યમુના !' પંડિતે જુસ્સામાં આવી કહ્યું: 'પ્રતાપને પૂરી શિક્ષા ન થઈ, વચ્ચે તું, તું ભોગ થઈ પડી !'

પ્રતાપ ભડક્યો: 'મને શિક્ષા ? શું કરવા ?'

'શાની શિક્ષા ?' યમુના બોલી.

'તને છેતરવાની—તને હરી લાવવાની.'

'બાપુ ! મને હરનાર તો અલીનો પુત્ર હતો, પ્રતાપ નહિ. રાજાની ખરાબ દૃષ્ટિમાંથી બચવા હું નાસી છૂટી અને તે માર્યો ગયો. પ્રતાપે તો મને કૉલેરામાંથી બચાવી હતી.'

'હેં !'

પંડિત સ્તબ્ધ થઈ ગયો: એ યમુનાને શોધવા નીકળ્યો ત્યારે તો પોતાની કલાથી દુશ્મનને રીઝવી એને પાછી મેળવવાની વાત એના મનમાં હતી. એ નેમ એ ચૂક્યો—અને એ ક્યાં જતો પડ્યો ? એ મનમાં વિચારી રહ્યો: 'શા માટે એણે વ્રતભંગ કર્યો ? શા માટે સારંગીનો અવિશ્વાસ કર્યો ? શા માટે આ પંથ લીધો ?'

તેણે હવે પ્રતાપ સામે જોયું. પણ યમુના આજે જતી હતી ! કોનો વાંક ? પોતાનો ? કુદરતનો ? કર્મનો કે વ્રતભંગનો ?

૧૯૨૨

## ગુલાબ વહુ !

હીંડોળાખાટ મંદમંદ ઝૂલી રહી હતી. એના ઉપર બેઠેલાં ગુલાબ વહુએ પાનની પેટી ઉઘાડીને એક સરસ પાન બનાવ્યું. રસિક કુશળતાથી એને ઘાટ આપીને મોંમાં મૂક્યું. એટલામાં એમને અચાનક કાંઈ સાંભરી આવ્યું હોય તેમ, એમણે ધીમેથી ઊઠીને નીચેની પરસાળમાં ડોકિયું કર્યું. એ ઉતાવળે પગલે તરત જ પાછાં હીંડોળાખાટે ફર્યાં. એક ઘડીભર અશાંત જેવાં ત્યાં બેઠાં રહ્યાં. પછી એમણે પણ કાંઈક તીવ્રતાભર્યા વેગે બૂમ પાડીઃ 'રેશમડી—એ રેશમડી !'

જવાબમાં 'હો બા ! એ . . આ આવી . . બા !' એમ બોલતીકને એક સોળ સત્તર વર્ષની, જરાક ભીને વાને પણ નમણી, રૂપભંડારી, જુવાન છોકરી, દાદરો ચડીને ડોકિયું કરતી દેખાણી.

'શું કહ્યું, બા ?'

'શું કહ્યું બા ? ત્યાં ઊભાં ઊભાં રાણીસાહેબ બોલ્યાંઃ શું કહ્યું બા ? આંહી આવને !'

રેશમડી ખંડમાં આવી. ખંડ આખો એના રૂપથી નવું રૂપ ધારી રહ્યો. હીંડોળાખાટને પણ જાણે મન થઈ

આવ્યું હોય, ગુલાબ વહુને કહેવાનું કે, આ તરુણી જ મારા દેહ ઉપર શોભે, એમ એણે અવાજ માંડ્યો: ' પહેલ વહેલાં જો, આ કડાં અવાજ કરે છે.' ગુલાબે કહ્યું: 'નીચેથી તેલમાં બોળીને ચીંથરું લઈ આવ. પછી બેમાજી આવ્યા'તા ?'

છોકરી પ્રશ્નનો જવાબ આપ્યા વિના જ નીચે કામ કરવા ચાલી ગઈ—ચાલી ગઈ શું દોડતી ગઈ.

' ઉપર દેખાય છે એટલી જ ભોંમાં છે ! '

પણ એમના પોતાને સંભળાવા માટે જ બોલેલા આ શબ્દોને, પાછળને દાદરેથી ધીમે પગલે આવીને ઉભેલા, કિશોરીલાલે પકડી લીધા.

' એ બિચારી શું કરે ? તમારે એને ઉલમાં નાખવી છે, એને હવે ચુલમાં પડવું નથી ! એને આંહીં ઉછેરી, મોટી કરી, વળોટ તમે આપ્યો, હવે એ બિચારી શું કરે ?'

ગુલાબવહુ હીંચકા ઉપર એક તરફ સર્યાં. કિશોરીલાલ ત્યાં બેઠા ન બેઠા, પણ એટલામાં તો રેશમડી પાછી આવી પહોંચી હતી, એટલે ઘડીભર મૌન પથરાઈ ગયું.

( ૨ )

આ રેશમડીને ત્રણ વરસની મૂકીને એની મા જીવતી બાર વરસ ઉપર મરી ગઈ હતી. જીવતી જાતની ઠાકરડી હતી, પણ આગળપાછળ એને કોઈ હતું નહિ. કોણ જાણે કયા ગામડાની શહેરમાં આવી ચડી અને આંહીં કિશોરી-લાલને ત્યાં ઘરનું કામકાજ કરવા રહી ગઈ. મૃત્યુ સમયે એનો જીવ કેમે જાય નહિ. નાનકડી રેશમડીનું હવે શું થાશે એ વિચારે એના આત્માને સમગ્ર દેહ સાથે જાણે જકડી લીધો હતો. તેની વેદનાનો કોઈ પાર ન હતો. એ વખતે

ગુલાબ વહુએ આગળ આવીને ગંગાજળ હાથમાં લઈ રેશમડીને પોતે પાળીને મોટી કરશે એવું વેણ આપ્યું અને જીવતીનો જીવ ગયો.

આજ હવે એ રેશમડી જુવાનીમાં આવી હતી. જરાક ભીને વાને હતી, જરાક જ; પરંતુ એની રૂપરંગે ભરેલી નમણી દેહમાં એટલો જરાક ભીનોવાન તો, વળી કાંઈ ઓર રમણીય શોભા આપી જતો હતો. એમ લાગે કે આટલો જરાક ભીનો વાન ન હોત તો જાણે એની અરધી સુંદરતા હરાઈ જાત ! આટલાં વર્ષો આ કુટુંબમાં કુટુંબના બાળક જેવી બનીને રહી હતી, એટલે રીતભાત, બોલીચાલી, પસંદગી નાપસંદગી, શોખ, મિજાજ, સ્વભાવ, સ્વચ્છતા, રહેણીકહેણી, તમામે તમામ બાબતમાં આ કુટુમ્બની પ્રણાલિકાનું જ જાણે સંતાન બની ગઈ હતી. કોઈ કહે નહિ કે આ ઠાકરડી છે. અને કોઈ જાણી પણ શકે નહિ કે આ બીજી કોમની હશે. કિશોરીલાલનો જુવાન છોકરો— જેને સૌ બાબુભાઈ કહેતા, તે હમણાં પરદેશથી ઘેર આવ્યો ત્યારે તો એ રેશમડીને જોઈને છક્ક થઈ ગયો ! પહેલાં તો એ માની જ શક્યો નહિ કે પાંચ સાત વર્ષ ઉપર એણે જોયેલી એ જ આ રેશમડી હતી !

( ૩ )

રેશમડીએ કડાંને તો બોલતાં બંધ કર્યાં પણ એની પોતાની જુવાનીને એ કાંઈ થોડી બોલતી બંધ કરી શકવાની હતી ? એની જુવાની મોહક કે આકર્ષક હોત તો તો કાંઈ બહુ વાંધો ન હતો; પણ એના શરીરની મૂળ જાતિ અને જ્ઞાતિરચનાને અનુરૂપ એવી, એની પાસે તો બોલતી જુવાની

આવી હતી. ધમધમાટ વાતાવરણને, જાણે પેલી લોકગીતોની, લેરખાતી, પંક્તિઓ વડે, સભર ભરી દેતી હોય તેમ એ ચાલે ત્યાં જ વાતાવરણમાં નવી ભભક ખડી થઈ જાય ! કડાંને બોલતાં બંધ કરીને એ નીચે જવા પાછી ફરી ત્યાં જ ગુલાબ વહુએ એને બોલાવી: ' રેશમડી ! '

' જી ! બા ! '

' બાબુભાઈ નીચે છે ? '

' હા બા; હોવે; નીચે છે. '

' એને આંહીં ઉપર મોકલજે. પછી ખેમાજી આજ આવ્યા'તા ? '

' ના, બા. ' બોલતી રેશમડી નીચે દોડી ગઈ.

' હું આવ્યો ત્યારે તમે શું કહી રહ્યાં હતાં ! '

' કોણ હું ? '

' તમે કાંઈક ' એટલી ભોંયમાં છે ' એવું બોલી રહ્યાં હતાં ! '

' હાં હાં, એ તો આ છોકરી આમ ગજબની છે. વરણ ફેર—એની છાપ કાંઈ જાય ? '

' કેમ ? કાંઈ ચોરી કરે છે ? અને આ ખેમાજી કોણ છે ? '

' આ છોકરી ઠાકરડીના—હવે એની જુવાની આપણે ત્યાં ન જળવાય. એટલે મેં આ ખેમાજી શોધ્યો છે. એની જ નાતનો છે. ખેડ કરે છે. પાસે બે પૈસાનો જીવ છે. છોકરી એને ગમી છે. પણ આ છોકરીને તો આંહીંથી ખસવું નથી ! એને કોઈ નજરમાં આવતો નથી ! '

' હું પણ તમને એ જ કહી રહ્યો હતો. ભલે આપણે ત્યાં રહી ! '

'અને પછી— ? એની જુવાનીની ચોકી કરવા કોણ તમે બેસવાના છો ? કે હું ? આપણા ઘરમાં પણ જુવાન છોકરો છે. લોકની આંખે ને જીભે એ ઠેકાણે મારે ચડવું નથી ! એક વખત લોકની જીભે વાત ચડી તો પછી થઈ રહ્યું ! મારે એવું કરવું નથી !'

હમણાં જ પોતે નીચે પરસાળમાં ડોકિયું કર્યું ત્યારે બાબુભાઈની રેશમડી સાથે વાત કરવાની રીત કાંઈ ગુલાબ વહુને બહુ ઢંગવાળી લાગી ન હતી. પણ અત્યારે એ વાતનો એણે જાણી જોઈને ઉલ્લેખ ન કર્યો. કઈ વાતનો ઉલ્લેખ કરવો, કઈ વાતનો કેટલો ઉલ્લેખ કરવો એ વિષયની પોતાની નિષ્ણાતતામાં એમને આત્મવિશ્વાસ પણ એવો દૃઢ હતો કે, એમાં એ કોઈનું સાંભળવા તૈયાર પણ ન હતાં. કિશોરીલાલને એ ખબર હતી, એટલે અત્યારે એણે વાત અટકાવી દીધી. એટલામાં તો બાબુ નીચેથી ઉપર આવી રહ્યો હતો.

( ૪ )

ત્રણ દિવસમાં તો એ નાનકડું ચાર માણસનું અને ચાર માળનું મકાન વિવિધ વિચારઘર્ષણથી ધ્રૂજી ઊઠ્યું. રેશમડી તો બેમાજીનું નામ પડતાં વ્યગ્ર બની જતી હતી. એ તો ઠીક, પણ ઘરમાં એક મહાન વિગ્રહ આવી રહ્યો હતો.

કિશોરીલાલને થતું કે રેશમડી ભલે ત્યારે આંહી જ રહી જતી—બાબુભાઈને પસંદ હોય તો.

ગુલાબ વહુ તો એ સાંભળીને એક ઘડીભર અવાક્ જેવી બની ગઈ. પછી એણે ઉતાવળી વેદનાભરેલી વાણીમાં

કહ્યું: ' આ તમારું શું થાશે ? આવી તદ્દન નાખી દેવા જેવી વાત કરતાં તમને શરમ નથી આવતી ? પંદર વરસ આપણે ત્યાં થયાં એટલે આપણી નાતની થઈ ગઈ એમ ? બાપ–દીકરો બે ય વેવારમાં કાંઈ સમજો છો કે નહિ ?'

' પણ વાત તો તું સાંભળ— '

' હવે સાંભળી એ તો. મારે નથી સાંભળવી. તમારે નાક નહિ હોય. મારે નાતમાં ફરવું છે—તમારે તો મોટામાં જઈને વાતો કરવા બેસવું છે ! '

' પણ આપણે ત્યાં ત્રણ વરસની હતી ત્યાંથી રહી છે તેનું શું ? '

' એટલે શું થઈ ગયું ? નમાયું છોકરું જાણીને આપણે રાખ્યું. પણ એથી કાંઈ જાત બદલાઈ જાય ? એની મા બિચારી આજ હોત તો ઓછી ઓછી થઈ જાત. કોઈ કહી શકે એમ છે કે આ ઠાકરડાની છોકરી છે ? '

' એટલે જ તમને હું કહું છું. આચારવિચાર, રહેણી-કરણી, બોલી, રીતભાત, તમામે તમામ એણે આપણાં પકડી લીધાં છે. જાણે કેમ બ્રાહ્મણ–વાણિયામાં જ જન્મી હોય ! અને બાબુભાઈને એ મેળમાં પણ લાગે છે ! તો એને આંહીં રાખવામાં વાંધો શું ? '

' તમે બાપ દીકરો—બન્ને ગાંડા તો નથી થઈ ગયા નાં ? બેમાજી હમણાં નથી ફરકતો, તો બીજો એક છોકરો પણ મારી નજરમાં છે ! '

' કોણ ? '

' ભીખુજીનો લખમણજી ! '

' લખમણજી ? '

'તમે જોયો છે ?'

'તમે તે દિવસે મોકલ્યો હતો ચા લઈને એ ?'

'હા.'

'ત્યારે એ લખમણજી તો શેંચા જેવો છે ?'

'એ તો એની નાતમાં હોય એમાંથી શોધવાનું ! ભગવાને વરા પુરવથા કરી મૂક્યું છે, એમાં હું પણ શું કરું ને તમે પણ શું કરો ?'

'પણ મેં કહ્યું—આપણા બાબુને ને રેશમડીને મનમેળ છે—તમને એ નાખી દેવા જેવું લાગે છે ?'

'જુઓ, તમે વાત કરો છો આંહી મારી પાસે તે ભલે, પણ બીજે બોલશો તો કોક તમને ફંગી કરશે, ને બીજું કાંઈ નહિ, મૂરખ ગણશે ! તમે તે કઈ દુનિયામાં રહો છો ?'

'એનું નામ ફેરવી નાખશું. મંજુલા પાડીશું ! ને આપણે ક્યાં બીજું છોકરું છે તે કોઈની ગરજ પડે ?'

'કરો તમતારે લગન—હું તો આ ચાલી—અલી રેશમડી !'

નીચેથી તંદુરસ્તી ભર્યો મધુર ટહૌકા જેવો અવાજ આવ્યો: 'હં બા ! આ આવી—'

થોડી વારમાં રેશમડી આવીને ઊભી રહી. કિશોરીલાલ તેની સામે જોઈ રહ્યા.

આવી સુંદર, હરેક કામમાં પ્રવીણ થયેલી, સંસ્કારી ગણાય એવી તરુણીને, ગમે તેના હાથમાં હવે સોંપી દેવામાં, પોતે વિશ્વાસદ્રોહનું મહાપાતક કરતા હોય એમ એને જણાયું.

પણ ગુલાબવહુની સામે થઈને આ વાત કરવી એ

અશક્ય હતું. એટલે ત્યારપછીના દિવસોમાં પિતા અને પુત્ર બન્ને રેશમડીના નવા જીવનપ્રયાણુની રચનાને મૂંગી વેદનાથી જોતા જ રહ્યા.

થોડા વખતમાં તો ગુલાબ વહુએ લખમણજી સાથે વિવાહ પણુ ગોઠવી કાઢ્યો.

જ્યારે લગ્નવિધિ પતી ગયો, અને રેશમડી છેલ્લી વિદાય લેવા કિશોરીલાલ પાસે આવી, ત્યારે આ સંસ્કારી, સુંદર તેજસ્વી, ઘરરખુ રમણીને પોતે અન્યાય આપ્યો છે એ ભાનથી કિશોરીલાલનું હૃદય ફરી ઊઠ્યું. પગમાં પડતી નિર્દોષ બાળાને એ છલકતી આંખે નિહાળી રહ્યાઃ એમણે એના હાથમાં એક સો રૂપિયાની થેલી આપતાં કહ્યુંઃ ' બેન ! કોઈ વખત તારે જરૂર પડે એ માટે આટલું તને આપું છું તે સાચવજે. અને તારે કાળી રાતે કામ પડે તો આ ઘરમાં આવતાં સંકોચ રાખવો નહિ. આંહીં તારું ખરું પિયર સમજી લેજે. લે હવે જા, બેટા ! સૌ નીચે રાહ જોતા હશે. તારો વર પણુ સારો લાગે છે. કાંઇ દુખ હોય તો લખજે હો—જરાય સંકોચાતી નહિ—હવે જા—' રેશમડી પોતાની નોકર હતી, એ કિશોરીલાલ જાણે સમવેદનામાં ભૂલી ગયા હોય તેમ, અને પોતાની દીકરીને જ સંબોધન કરતા હોય તેમ બોલી રહ્યા હતા. રેશમડીએ જવા માટે પગ ઉપાડ્યો અને એ છલકાતી આંખે એમને જતી જોઇ રહ્યા.

એમના હૃદય ઉપર મોટો ભાર પડ્યો હતો.

રેશમડીને એમણે જવા દીધી ને કાંઈ ન કરી શક્યા. કારણકે એમનો માત્ર ત્રણ જ જણાનો સંસાર—પોતે, ગુલાબ વહુ ને બાણુભાઈ—એ સંસાર રેશમડીના આગમનથી

છિન્નભિન્ન થતા એ સાંખી શકયા નહિ. વર્ષોથી એમનું આ ચાર માળનું મકાન યાંત્રિક ઢબથી નિયમિત જીવન-વ્યવહારને ટેવાઇ ગયું હતું. એમાં પહેલા પ્રશ્ન જ જ્યારે રેશમડીનો આવ્યો, ત્યારે કુદરતી રીતે. સૌ કોઇ, ઘર્ષણુમાંથી ઉગરી જવા, સીધે રસ્તે જ કામ કરી રહ્યા. મનમાં ઘણા મૂંઝાયા પણ ગુલાબ વહુના વ્યવહાર પક્ષને જીતી ન શકયા.

પરિણામે રેશમડી ગઈ.

પણ રેશમડી તો ગઈ તે ગઈ. એનો વર થોડા વખત પછી જ બીજે કામ કરવા ઉપડી ગયો. એને આ ઉજળિયાત કોમનો ભારે અણવિશ્વાસ લાગ્યો. તેમજ એમના રીતરિવાજમાં રહેલી માંદલી ચાગલાઈનો અણગમો આવ્યો. એણે આંહીંથી રસ્તો માપવામાં પોતાના સંસ્કારનું સુખ જોયું. એ ઊપડી ગયો—બીજે કામવા. રેશમડી પણ સાથે ગઈ. એની યાદ હવે તો કોઈ વખતની એમની સામાન્ય વાતચીત સિવાય બીજે કયાં ય રહી પણ નહિ. એવું આંહીં જીવનનું એક ધારું ઝરણું વહેતું હતું.

( ૫ )

પણ રેશમડીને કિશોરીલાલની નાતવાળા એમ જલદી ભૂલે તેવા ન હતા. ગુલાબવહુએ જે ઉત્સાહથી રેશમડીનો વિવાહ કર્યો એનો જ એક અર્થ એવો થયો કે 'શું કરે બાઈ! માથે પડયું એટલે કર્યા વિના કાંઈ છૂટકો હતો? સારું થયું ઝટ ઉકેલ્યું. ન કર્યું હોત તો માથે કાળી ટીલી ચોટી જાત! કે' છે ને છોકરે હઠ લીધી'તી; પરણું તો આને!'

'હાય! હાય! કળજગ ચાર પાયે બેસશે એમ

કહ્યું છે તે કાંઇ ખોટું છે ! આવું ક્યાંય સાંભળ્યું'તું ?'

'સાંભળ્યું નો'તું એ આ નજરે દીઠું !' આ પ્રમાણે બાબુભાઈ ને રેશમડી નિંદાનો રસ-વિષય થઈ પડ્યાં. એમાંથી તો ઠેર ઠેર એક બીજી વાત ચાલી. 'બાબુભાઈ રેશમડીને પરણવાના હતા ! તો હવે એવા વંઠેલને આપણે કોઈ નાતવાળાએ બોલાવવો જ નહિ !'

ગુલાબ વહુની કુનેહભરેલી અનેક ચાલ છતાં આ એક બાબતમાં એમને મળેલી શિકસ્ત ભારે નીવડી. નાતવાળાએ આ વાતમાં તો એકસંપી મોરચો રચ્યો. કોઈ કહેતાં કોઈ ગુલાબ વહુને ઉંબરે ચડે જ નહિ ને ! અમસ્તા વાતો કરે, વિવેક કરે, પણ વિવાહને નામે મોટું મીંડું ! ગરીબથી તવંગર સૌ આ બાબતમાં એક થઈ ગયા.

ગુલાબ વહુએ સામેથી હવે પોતે કહેવા માંડ્યું, તો પણ કોઈ આગળ આવ્યું નહિ. કન્યાકાળ વીતી જાય—એ તો સંસારમાં સમજાય તેવી વાત છે—પણ આ તો બાબુભાઈનો વરકાળ વીતવા માંડ્યો !

એટલામાં તો એક કાયદાનો ભણકારો પણ સંભળાયો.

બાબુભાઈ પોતાના કરતાં અમુક વયથી વધારે નાની ઉમ્મરની કન્યાને કદાચ હવે પરણી જ ન શકે !

ને આખી નાતની કન્યાઓ બાબુભાઈના કરતાં તો તમામે તમામ એટલાં વરસે તો નાની હતી જ !

પણ ગુલાબવહુની આ ચિંતાને પરોપકાર દૃષ્ટિએ જોનારો કોઈ ને કોઈ હરિનો લાલ મળ્યો. પાડોશનો ખુશાલચંદ એક દિવસ આવ્યો. 'કાકી ! કન્યા તો એક છે. સોનાની વીંટી જોઈ લ્યો !'

'પણ નાતની—ભાઈ! નાતની ક્યાં છે ?'

'નાતની—નાતની—નાતની કેમ નહિ કાકી ? આ પચાસ વરસ પહેલાં એના વડવા છેટાર જઈને રહ્યા. એટલે નાત મટી ગઈ? એ તો વેપારીનો દીકરો સાત સાગર પાર જાય એમાં કાંઈ નહિ. ભણીગણી કાંઈ નથી—પણ સોનાની વીંટી જોઈ લ્યો! મૂડી કાંઈ નથી, પણ પ્રતિષ્ઠા એની! બીજા બધા તો એની પાસે આજકાલના ઊગતા !'

આ ખુશાલચંદે, છેવટે, સોનાની વીંટી સાથે, બાણુભાઈ માણેકનું, નંગ જડી આપ્યું. અને ગુલાબવહુ પણ આખી નાતને જાણે 'ચેલેન્જ' આપતાં હોય તેમ, નવી વહુ સાથે મોટી હવેલીએ જ્યારે દર્શન કરવા ગયાં ત્યારે તો નાત આખીનાં બૈરાં નાક ચડાવીને જોઈ જ રહ્યાં !

નવી વહુ તો જાણે રૂપરૂપનો ભંડાર હતી. વાને રૂપે· રંગે—આખી નાતમાં નોખી ભાત પાડતી. વહુને જોઈને ગુલાબવહુએ તે દિવસે દર્શનેથી આવીને બીજી વખત કંસારનું આંધણ મૂકાવ્યું. ત્રણ મહિનામાં આ તેત્રીસમી વખતનો કંસાર રંધાતો હતો.

પણ એ આંધણ હજી પૂરું ઉકળ્યું ન ઉકળ્યું ત્યાં બહારથી કોઈનો પગરવ સંભળાયો : ગુલાબવહુ તો જોઈ જ રહ્યાં. એમને આંગણે આવું લશ્કર આવી ચડયાનો આ પહેલો જ પ્રસંગ હતો. પોતે કોઈથી ગભરાય તેવાં ન હતાં છતાં ક્ષોભ પામ્યાં. સૌથી આગળ એક પોલીસ જમાદાર ઊભો હતો તેની સાથે બે ત્રણ સિપાઈ હતા, એમાં ગુલાબે ખુશાલને જોયો. તેણે ખુશાલને ઈશારત કરી, પણ જમાદારે તરત જ પૂછ્યું : 'બાણુભાઈ કોણ? ક્યાં છે એ ?'

'કેમ? બહાર ગયેલ છે. શું કામ છે એનું?' ગુલાબે જવાબ વાળ્યો.

'એમના ઉપર આ વૉરંટ છે!'

'શેનું?'

'તમને ખબર નહિ હોય—શેનું?—

'અમે શું કાંઈ ભગવાન છીએ તે ખબર પડે?'

'ઘરમાં કોઈ બાઈ માણસ હોય તો બોલાવો. લક્ષ્મી નામની પરણેતરને પરણીને ઘરમાં બેસારવાનો એમના ઉપર આરોપ છે!'

'લક્ષ્મી—? લક્ષ્મી કોણ છે? આંહી તો કોઈ લક્ષ્મી નથી. લક્ષ્મી કે મંજુલા?'

'મંજુલા હોય કે લક્ષ્મી—અમારે તો આ ફોટાવાળી બાઈનું કામ છે.' પોલીસ જમાદારે ફોટુ કાઢયો.

ગુલાબવહુ ફોટો જોઈને છક્ક થઈ ગયાં. આ તો તેત્રીસમી વખતનો મહોત્સવ પોતે જેને માટે ઉજવી રહ્યાં હતાં એ એમની કુળવધૂનો જ ફોટો હતો. પણ તેમણે હિમ્મતથી છાશીયું કર્યું:

'આંહીં કોઈ લક્ષ્મી નથી—મંજુ..'

'અરે બાઈ! તમે નાહકનાં વખત ગુમાવો છો. અમારે કોઈ લક્ષ્મી હોય કે મંજુલા હોય તેનું કામ નથી. અમારે તો આ ફોટાવાળી વાઘરણ મંગુડીનું કામ છે. પછી એ આંહીં મંજુલા થઈને બેસે, કે બીજે લક્ષ્મી થઈને બેસે, કે પદ્મા થઈને રહે કે કમળા બનીને ફરે એની સાથે અમારે નિસ્બત નથી. કોણ ભાઈ માણસ ઘરમાં છે? બોલાવો એમને!'

ગુલાબવહુ તો હાંફળાં ફાંફળાં ઉપર દોડયાં: દાદરામાં જ એમની કુળવધૂ ઊભી હતી—પણ એના સામે જરાક નજર પડી ન પડી ને એ તરત અકળામણમાં આવી ગયાં, 'હાય રે ! આ રાંડ એ જ—આ રહી !' તે મનમાં ને મનમાં બબડતાં ઉપર દોડ્યાં.

ઉપરથી કિશોરીલાલ, ગભરાટમાં ને ગભરાટમાં કોટનાં બટન જેવાં તેવાં બીડીને, એની સામે જ આવતા મળ્યા, તે ગુલાબવહુ સામે જોઈ રહ્યા : 'શું છે ? તમે કેમ ગભરાવ છો ? મેં બધું સાંભળ્યું છે !'

'પણ આ રાંડ—ફોટામાં હતી એ જ મરી છે !' એટલામાં તો એમના કુળવધૂનો જ જવાબ સંભળાયો : 'બા ! હોવે, ઈ તો ઈ જ હું છું પણ બોલતાં નહિ હવે—મારો પીટ્યો મને મારતો'તો !'

'પણ રાંડની...!' ગુલાબવહુએ દાંત કચકચાવીને ધીમા અવાજે એની ઉધડી લીધી :' 'આ તારા બાપ...'

'એમ બીતાં નહિ બા ! આવું તો મારે આ પાંચમી વખત થયું છે. આપણા ભોંયરામાંથી નીચે મારગ નીકળે છે કે નહિ ?'

'હા, હા,' કિશોરીલાલે એકદમ એ વિચાર પકડી પાડ્યો. એમની કુળવધૂ—અત્યારે એમને તારણહાર જણાઈ.

'તો જરાક મને બતાવી દ્યો—!' તેણે નાક ઉપર આંગળી મૂકીને ગુલાબ બોલવા જતી હતી તેને બંધ કરી : 'બોલ્યાં તો મર્યાં હો બા ! મને ઈશારતથી બતાવી દો—'

ગુલાબ પોતાની કુળવધૂને જરાક રસ્તો બતાવીને પાછી આવી, ત્યાં કિશોરીલાલ કોટનાં બટન સરખાં કરીને જરાક

સ્વસ્થ થઈ ગયા હતા. તે ગુલાબવહુની પાછળ ધીમે ધીમે જતાં બોલ્યા : 'તમે જે પે'લી નિર્દોષ છોકરીનો વિશ્વાસદ્રોહ કર્યો—પછી આ પરિણામ આવશ્યક હતું ને અનિવાર્ય પણ હતું ! મને તો એ લાગે છે !'

'ના, પણ મારે હવે શું કહેવાનું છે—કાંઈ પૂછે તો—'

એટલામાં પોલીસ જમાદારનો અવાજ આવ્યો : 'કિશોરીલાલ કોણ હે ?'

# મારા પોતાને માટે

ગરીબ બિચારો નવલકથાકાર !

આંબાના કૂમળા પાન જેવું પ્રભાત આનંદભર્યા જોમમાં ખીલતું હતું; નદીના કિનારા ઉપર હાલતા છૈયા જોતો એ એક ભેખડ પર શાંત બેઠો હતો. નીચે પાણીમાં માછલાં રમી રહ્યાં હતાં. ઉપર પક્ષીઓ કલરવ કરી ઊડતાં હતાં.

પણ આજે એ વિચારમય ગ્લાનિમાં હતો. રસ્તા ઉપર છેટેથી મજૂરો આવી રહ્યા હતા. જીવનના આનંદમાં અને જોમમાં, હર્ષભર્યા વેગમાં અને અજ્ઞાનભર્યા સુખમાં. મજૂરો એક પછી એક એની પાસેથી પસાર થઇ ગયા.

'રાઘવ! એ રાઘવ! —' એક આધેડવયની સ્ત્રીએ સૌથી આગળ દોડ્યા જતા જુવાનીઆને થોડે દૂર જઈને કહ્યું; રાઘવ આગળ દોડતો અટક્યો: 'કેમ શું છે?'

'આ કોણ છે?' પેલી સ્ત્રીએ ધીમેથી પૂછ્યું હતું. પણ તેના કાને એ સ્વર પકડી લીધો. 'જાનુમા કહેતા'તાં કે–' રાઘવે બહુ જ ધીમે કહ્યું. શું કહ્યું: તે સમજાયું નહિ. પણ પેલી સ્ત્રી આશ્ચર્ય બતાવતી મોઢેથી બોલી: 'ફટકેલ? ગાંડો?'

'હા. એવું જ લાગે છે. નહિતર કાંઈ હમેશા અત્યારે આંહી બેઠો રહે? આઇયે! આઇયે! ભીખુભાઈ! સાજા થઈ ગયા કે શું?' દૂરથી આવતા બીજા એક છોકરા જેવા માણસને સંબોધીને આ શબ્દો રાઘવે કહ્યા. એટલામાં ભીખુ નજીક આવ્યો. એનું કૃશ શરીર લુખ્ખું હતું. ચહેરા ઉપર ચળકાટ પણ તંદુરસ્તીનો ન હતો: મજૂરોમાં એ જાણે જુદો પડી આવતો હતો.

'કાં રાઘવ? કોણ છે ઉપરી?' તેણે પૂછ્યું

'નંદલાલ!'

'હજી! એ નો એ? સાલો ગામ મર્યો'તો ને?'

'મારે બેટે એણે તો ગજબ કરી ભીખુ! શું કહું ભીખુ? મારાં બે રોજ કાપી નાખ્યાં. પછી મેં તો ભાઈ! બરાબર તતડાવ્યો હો!'

'તને હવે કેમ છે ગગા?' એક ડોશી ચાલી રહ્યાં હતાં તેમણે અટકીને પૂછ્યું.

'હવે તો જાનુમા! સારું છે!'

'ભાભીએ શેરો ખવરાવ્યો શેરો મા!' રાઘવ બોલ્યો અને તાનમાં આવીને ગાન કરવા લાગ્યો:

'હાં રે, કાનુડે વેણ વગાડી:
એ...મને સૂતી જગાડી'

હાથ ને પગના કંઈ અભિનય એ કરતો હતો: જાનુમા ને પેલી આધેડ સ્ત્રી ને સૌ હસતાં હસતાં એને વારતાં હતાં.

'એલા, કોક ગાંડો ગણુશે ગાંડો!'

પણ રાઘવ આજે ભીખુને જોઈને જ આનંદમાં આવી

ગયો હતો : એ એનો જૂનો દોસ્ત. માંદગીમાંથી પાછો ફર્યો હતો. એટલે એ નાચતો નાચતો જ બોલ્યો :

'ગાંડો ગણુશે એમ ના ?'

'માડી ! પણુ બધું ય હદમાં સારું લાગે !'

'અમે ગાંડાં રે ! અમે ગાંડાં રે... ?' ટાયલાં બોલવા લાગ્યો. મજૂરમંડળ ધીમે ધીમે દૂર-દૂર ચાલ્યું ગયું. પણુ રાઘવના છેલ્લા શબ્દોએ પેલા ગરીબ નવલકથાકારના ચહેરા પર હાસ્યની છાની રેખા પ્રગટાવી દીધી. દૂર કોયલ બોલી.

સીમમાં—જંગલમ ચારે તરફ ધીમે ધીમે શાંતિ જામવા માંડી. તે તરત જ ઊભો થયો. બે હાથે તાલી પાડી. એનું વિચારજીવન બદલાયું હોય તેમ લાગ્યું. તે એકદમ મોટેથી બોલ્યો : 'મારે આજ થકી નવું પર્વ ! ...' શાનું પર્વ હતું એની એને એકને જ જાણુ હતી. અત્યારે તો એ ઝપાટાબંધ શહેર ભણી ચાલવા માંડ્યો.

( ૨ )

ગરીબ નવલકથાકાર !

જેને મન બેદરકારી બાદશાહી હોય, તેવા મનુષ્ય દિવસોનાં કામ કલાકોમાં કરે છે. બેદરકારી જેને સ્વભાવ હોય તેવાં મનુષ્ય કોઈ એક કામ ઉપર ટકી શકતાં નથી. અમરનાથ એવો પ્રથમ વર્ગનો બેદરકાર બાદશાહ હતો. એને કોઇની દરકાર ન હતી. પોતાના તાનમાં પોતે મસ્ત હતો. એકલો હતો. એકલો રહેતો.

થોડો વખત માયાળુ મિત્રો મળેલા, પણુ અમરનાથ રહ્યો ગામડાનો. ગેરસમજના ઢગ નીચે એમની માયા

દટાઈ ગઈ. ને એ પાછો હતો તેવો એકલો થઈ ગયો. કેટલાક માણસો મૈત્રી ત્વરિત રીતે કરે છે ને ત્વરિત રીતે તજે છે. કેટલાક એ કરી શકતા નથી. કરે છે તો તજી શકતા નથી. અમરનાથ બીજા પ્રકારનો માણસ હતો. જ્યારે મિત્રો ગયા ત્યારે એ પાછો એકલો થઈ રહ્યો. નદી, એનું કોઈ ઘર : દરેક પથ્થર જૂનો દોસ્ત : હાલતા ચૈયા એ બોલતાં મનુષ્યો ! ચાલતાં પાણી એ એનો સમાજ ! વૃક્ષની તેજછાયા એ એનો સંસાર !

બહુ બહુ તો એ ક્યારેક ગામમાં ફરે. પણ સામાન્ય રીતે કાલ્પનિક સૃષ્ટિની મીઠાશ એ જ એનો ખોરાક : ઘણી વખત વિચારમાં કે વેગમાં, વખતો વખત કલ્પનામાં કે નિજ આનંદમાં, અને ક્યારેક જીવનમૃત્યુ વિષેના આધ્યાત્મિક કોયડા ઉકેલવામાં. આવી મનોદશામાં જ્યારે જુઓ ત્યારે એ નદી ઉપર ચિંતન કરતો બેઠો હોય ! આળસુ ! માછલાંને મમરા કે ડાળીઆ નાખવામાં એ પ્રભાત ગાળતો. મગફળી નાંખીને એ સાંજ પસાર કરી દેતો.

જાણે કે એ એકધારું આળસુ જીવન જીવતો હતો. પણ કોઈ વખત એ એક ક્ષણમાં એટલું જીવી લેતો કે ન પૂછો વાત ! પણ આવી ક્ષણના આગમનની કે કારણની એને કાંઈ ખબર ન હતી ! મોડી સાંજે તો એ ઘણુંખરું પોતાના અસ્વચ્છ ફળીમાં, અનેક ગેરવ્યવસ્થા વચ્ચે, વ્યવસ્થિત બનીને બેસતો. એક બાજુ સૂકાઈ જતા છોડ ને ફૂટેલ કુંડાં હોય, બીજી બાજુ જૂનાં લુગડાં ને ફાટેલ પગરખાં હોય, અસ્તવ્યસ્ત હાલતમાં થોડાંક પુસ્તકો પડ્યાં હોય !

એનું આ જીવન હતું.

એક વખત એ પ્રમાણે એ બેઠો હતો. એટલામાં એના ઘરનું બારણું ઉઘડ્યું. એક દેખાવડા જુવાને અમરનાથના ઘરમાં પ્રવેશ કર્યો. હમ્મેશ મુજબ અનેક રંગી સંધ્યા ઉપર નજર ફેરવતો એ ત્યાં બેઠો હતો. ફળીમાં પીપરનાં પાન ખરીને મોટો ઢગલો થયો હતો.

જુવાન આગળ આવ્યો.

'કેમ રંગનાથ ? —'

'દુનિયા ઝૂકતી હય ઝુકાનેવાલા ચાહીએ—બીજું શું?' રંગનાથને મંગલાચરણમાં આ વાક્ય બોલવાની ટેવ હતી.

'હં ! શું છે ? શાની વાત તું કરે છે ?'

'અત્યારે ગજબની પ્રવૃત્તિ ચાલી રહી છે, અમરનાથ ! આ તક છે પકડવાની. નહિતર ખૂણામાં પડ્યા એ પડ્યા !'

'દુનિયા જેને પ્રવૃત્તિ માને છે એ પ્રવૃત્તિ એને પાછી તો હઠાવતી નહિ હોય ?'

'દુનિયા ? અમરનાથ ! જ્યાં સુધી આપણે 'અહં' નહિ ગાળીએ ત્યાં સુધી આપણાથી કોઈ પણ કામ નહિ થાય: હજારો માણસો પ્રવૃત્તિમાં રાચી રહ્યા છે. આપણે તો હજી ઘણું જાણવાનું બાકી છે. તેં દુનિયા જોઈ છે જ ક્યાં ?'

'દુનિયા ? દુનિયામાં કાંઈ હમણાં દેવો વસે છે ? આપણી અંદરથી એક દુનિયા આપણે ઊભી કરવાની છે. એ જો ! આપણી દુનિયા સાચી હોય તો જ પછી દુનિયાની પ્રવૃત્તિનો હેતુ સાર્થક થાય, નહિતર એ ધમાલ તમને જ હણે !'

'કિશોરીલાલનું છેલ્લું નોવેલ તેં વાંચ્યું ? 'નયનામૃત !'

કેટલું સુંદર છે! આબાદ દુનિયા જેવી છે તેવી જ એણે દોરી છે!'

હવે એવું હતું કે અમરનાથ પાસે અલૌકિક કલ્પના હતી. પણ આજે દુનિયા વાસ્તવવાદ તરફ ઢળી હતી. રંગનાથ એનો મિત્ર, એને સુધારવા પ્રયત્ન કરતો. પણ એ પોતે પોતાની જાતને બિનવફાદાર નીવડવા કરતાં દટાઈ જવાનું વધારે પસંદ કરતો. બન્ને મિત્રો વચ્ચે આ વિચાર ભેદ ઉપર ઘણીવાર ઉગ્ર ચર્ચા થતી. એટલું છતાં છેલ્લા દસ વર્ષમાં તો એમની તડ ઘટવાને બદલે વધી હતી. રંગનાથનો દરેક પ્રયત્ન નિષ્ફળ બન્યો હતો. અમરનાથની વાર્તામાં ઢંગધડો આવ્યો જ નહિ!

નવલકથાકાર! ગરીબ નવલકથાકાર!—તે નિષ્ફળ હતો. લોકોને અપ્રિય હતો. વધારે પ્રયત્ન કરતાં એ વધુ અપ્રિય બનતો. લોકપ્રિય બનવું એ પણ એક કલા છે. એની પોતાની વળી અનોખી ઢબ છે. પણ અમરનાથ તો નદીની જળકૂકડીને તરતી જોઈ, એટલી સાદી ક્રિયામાં, પણ પોતાની જાત શોધવા બેસી જાય. એ બિચારો શું નવલકથા લખે? એમાં આજ તો એની વિચારમય મનોદશામાં થોડાંક નિષ્ફળતાનાં કટુબિન્દુ ભળ્યાં હતાં. એણે રંગનાથની વાતને કાંઈ બહુ ઉત્તેજન આપ્યું નહિ.

પણ રંગનાથની વાત મુદ્દે સાચી હતી: દુનિયાને બે વસ્તુ જોઇએ છે. એ કેવી છે એ એ જોવા માગે છે, તો એ પોતે કેવી નથી એ પણ એ જોવા માગે છે. પણ અંદરની વાત કહેવાનો શું આ જમાનો છે? અને અમરનાથ તો માત્ર એ અને માત્ર એ જ કહેવા મથી રહ્યો

હતો. પરિણામે એને માટે ઘણાએ કહ્યું કે એનામાં ભયંકર 'અહમ્' છે. કદાચ એ સાચું પણ હોય. અત્યારે જ રંગનાથની વાત ઉપર વિચાર કરવાને બદલે અમરનાથ પોતાની વાત કરતો હતો.

[ ૩ ]

થોડીવારમાં સંધ્યાનો આછો ઉજાસ ઉડી, અંધકારનો અંચળો ફેલાતો ગયો. અમરનાથ બહાર નીકળ્યો. રંગનાથ એની સાથે હતો. બન્ને થોડે દૂર ગયા, એટલામાં એમને સામેથી ચાર પાંચ જણાનું ટોળું આવતું દેખાયું. એમના જ પરિચિત મિત્રો હતા.

'કાં કેશવ! તું ક્યારે આવ્યો?' રંગનાથે પોતાની સામે ઉભેલા એક જણને સંબોધીને કહ્યું. કેશવ જરાક છેલબટાઉ ને થોડોક તોછડો હતો:

'આ તું દેખે છે ત્યારે! કાં કેમ છે અમરનાથ?'

'એની છેલ્લી નવલકથા વાંચી?' રંગનાથે વચ્ચે જ પૂછ્યું.

'રાજશેખર' એ તમે લખી છે?' આધેડ વયના એક બીજા માણસે સવાલ કર્યો.

અમરનાથે જરાક સ્મિત કર્યું: 'હા!'

'અને તે સારી રીતે અપ્રિય બન્યું છે! તમે આજ કાલનાં છોકરાં શું છાશ પીવાનાં? સાહિત્યમાં મરો છો એના કરતાં રાજ્યદ્વારી ધમાલમાં પડોને! થોડી મૂડીએ ઘણું લખાય ને ઘણો લાભ!' એણે તરત કહ્યું.

'એમાં અમને અમારી મનોદશા આડે આવે છે!'

'એમ? મનોદશા? હું કહું છું આ શું ચીજ છે?

મનોદશા ? લખવું એમાં મનોદશાનું શું કામ ? ભાવનાશાળી મૂર્ખ કહેવાય છે તે આનું નામ !'

નવલકથાકાર કાંઈ બોલ્યા વિના ત્યાંથી રંગનાથની સાથે આગળ વધ્યો, એને પોતાને વિષે થયેલા ઉપહાસે જરાક મંદગતિ કર્યો હતો. થોડે દૂર તેઓ ગયા, એક હોટેલના પગથીઆ પાસે પાનવાળો ઉભો હતો. એની પાસે ત્રણચાર જુવાનો ઊભા હતા. પોતાની પુરાણી રીત પ્રમાણે એક દાતણના કૂચાથી પાનવાળો પાન ઉપર પાન ચોપડતો હતો. મોઢેથી કાંઈક ગણગણતો હતો. ઘરાક સાથે આંખની ઇશારતથી વાત થાય, તો તે બોલતો નહિ, એટલો એ પોતાના કામમાં તલ્લીન હતો. પણ પેલા જુવાનો એ જોઈને અંદર અંદર હસતા હતા !

અમરનાથ ત્યાંથી નીકળ્યો. તેને કાને પેલા જુવાનોની વાતના શબ્દો પડ્યા. 'અરે પણ આ તો તદ્દન જ ગોટો છે ! નિબંધ હોય તેમ જ્યાં ત્યાં પોતાના જ વિચાર બેસ્યા છે !—' most original and therefore most absurd !'

'The most original man is the most indebted man says Emerson.' બીજો બોલ્યો.

'હા પણ, તો એવો લેખક, પછી નવલકથાકાર મટી જાય છે !'

અમરનાથ ને રંગનાથ આ વખતે ત્યાંથી પસાર થતાં ક્ષણભર અટકયા.

પેલા જૂવાનોની વાત હજુ ચાલતી હતી. દેખીતી રીતે જ એમાં પોતા વિષે ટીકા હતી.

'બીજું તો ઠીક એમાં 'પ્લૉટ' પણ નથી. પાત્રાલેખન નથી. એકલા વેગભર્યા વિચારો છે. પણ વેગભર્યા વિચારો તો એના કરતાં આફ્રિકાના સિંહને વધારે આવતા હશે. વેગભર્યા કે વેગવિનાના કે ગમે તેવા એકલા વિચાર એ સાહિત્યકૃતિ નથી'

'લ્યો સાહેબ!' એમની વાતથી અલિપ્ત પાનવાળો બોલ્યો: 'આપને તમાકુ નાંખુ કે?'

'જોયું કેટકેટલાં નવાં દૃષ્ટિબિન્દુ મળે છે અમરનાથ!' રંગનાથે ધીમેથી અમરનાથના કાનમાં કહ્યું. અમરનાથ જાણે ઊંઘમાંથી જાગ્યો: પણ તેણે કાંઈક વિષાદભરેલા સ્મિતથી કહ્યું: 'રંગનાથ! જે જાણે છે એ જાણે છે કે અંદરની દુનિયા પણ એટલી જ વિશાળ છે!'

'અહમ્—હું—અહમ્' રંગનાથ મનમાં બોલ્યો. પણ તે રાત્રિથી અમરનાથની લોકપ્રિય નહિ બનવાની ચિંતા ઊડી ગઈ.

[ ૪ ]

એવો જ એક બીજો દિવસ.

પોતાના ગરીબ સાંકડા મકાનમાં અમરનાથ બેઠો છે. એના માયાળુ મિત્રો હવે તો એનાથી કંટાળ્યા છે. મિત્ર તરીકે અમરનાથ બહુ લાયક માણસ હતો જ નહિ. અને એના આવા દોષને તો એની મા વિના બીજું કોણ ચાહે? દોષ તો કોનામાં નથી, પણ અમરનાથ ઘણો વધારે ઉતાવળો હતો. વધારે નિયમિત રહેવા માંગતો, વધારે વ્યવસ્થિત થવા મથતો, વધારે ઉત્સાહ દર્શાવતો. પણ આ સઘળાનો સંબંધ એના આંતરજીવન સાથે હતો. એમાં બહારનો ઓછામાં

ઓછો પડયો હતો. અને તેથી એ ધીમે ધીમે એકલો થતો ગયો.

કેટલાક માણસો માટે એકલતા જીવન બને છે, બીજા ઘણા માટે એ આપઘાત છે. અમરનાથ માટે એ જીવનરૂપ થઈ રહી. પણ તેથી એ પોતાની અપકીર્તિના, અપ્રિય બન્યાના, ચોગમ ખડકાયેલાં ખડકો વચ્ચે એકલો બેઠો હોય એવું થઈ રહ્યું !

એના સહવાસમાં મિત્રોને અભિમાનની ગંધ આવી !

એના વર્તનમાં અમિત્રોને અવિવેક લાગ્યો.

એના ઓળખીતાઓએ મશ્કરી થાય તેવી સાદી ને સીધી સાદાઈ એનામાં દેખી.

અમરનાથ બધા સંબંધોથી કપાઈને જુદો પડયો. એની કૃતિમાં કલાના દોષ છે, એટલે હૃદયની સચ્ચાઈ પણ એમાં ડૂબે છે એમ ટીકાકારોએ કહ્યું. આ પ્રમાણે અપ્રિય બનેલો, નિષ્ફળ ગયેલો, છતાં ગેરસમજના ખડકો નીચેથી, ભવિષ્યની આશા તરફ આતુર મીંટ માંડતો, એ એકલો પડી ગયો. એક દિવસ આ પ્રમાણે એ પોતાના રહેઠાણમાં હતો, એટલામાં એનું બારણું ધીમેથી ઉઘડયું. એક માણસ આવ્યો. તે દિવસે એના 'રાજશેખર' વિષે આકરી ટીકા કરનાર તરીકે એણે એને ઓળખ્યો, એની સાથે એક ફિક્કા મોંવાળો, નિસ્તેજ આંખોવાળો ને 'હુશ' વિનાનો કોઈક વેપારી જેવો હતો.

'આવો ! તમે ક્યાંથી ?'

વ્યવહારિક મનુષ્ય હસે તેમ હસીને એ નીચે બેઠો :

'તે દિવસે મેં તમને બે આકરા શબ્દો કહ્યા હતા

'રાજશેખર' વિષે, પણ આજે હું એક કામે આવ્યો છું.'

'શું?'

'તમારી બધી લખેલી–કૃતિઓ–આ ભાઈ છપાવે.'

અમરનાથ પેલા વેપારી સામે જોઈ રહ્યો.

'આ?'

'હા! તમને વાર્ષિક અમુક રૂપિઆ આપવા. સમજ્યા નાં? તમારે ભલા માણસ! ઉપાધિ નહિ! પછી ભલેને તમે ઠીક પડે તેવું લખો. માથે ઓઢીને રોશો એ! તમારે કાંઈ નહિ!'

'પણ મેં તમને તે દિવસે કહ્યું ન હતું? લોકોના મત ઉપર જીવવા કરતાં હું તો ભવિષ્યની આશા ઉપર જીવનારો માણસ છું! મારે તો મારી રીતે મારી વસ્તુ મેળવવી છે. વસ્તુ મેળવવા માટે હું નીચે ઊતરવા માગતો નથી!'

'અરે પણ ભાઈ! આ તો પછી ભાઈસા'બ! પેલા કહે છે તેમ ભાવનાશાળી મૂર્ખ!'

'તે હશે! પણ કીર્તિ કરતાં એક મોટી ચીજ છે, શ્રદ્ધા.'

'આ ભૂત તમને કોણે ભરાવ્યું છે ભાઈ? લોકપ્રવાહને ન સમજે તે મનુષ્ય નકામો થઇ જાય છે. રંગનાથે શું કહ્યું હતું? તમારી પાસે લોકને પકડનાર વસ્તુ જ ક્યાં છે? તમે શું જોયું છે? આ તો તમે આમ રહો એના કરતાં કાંઈક થાય તો સારું, એમ ધારીને હું આવ્યો છું!'

'તે સારું કર્યું. પણ દુનિયાના ફેંસલા ઉપર રહેવાનું એને હું તો મૃત્યુ કહું, એટલે મારી જાતના માણસનું મૃત્યુ. જીવવું તો શ્રદ્ધામાં, અથવા તો જીવન જેવું કાંઈ છે જ નહિ.'

વધુ કાંઈ કહ્યા વિના તે અંદરના ખંડમાં ચાલ્યો ગયો.

[ ૫ ]

'ઠીક લખતો. બહુ ખરાબ નહિ, પણ ગંભીર વિચાર ને મિથ્યા વેગ !'

'ક્યારેક સાચે, સચ્ચાઈનાં આંસુ પાડ્યાં છે !'

'ક્યારેક શુદ્ધ શ્રદ્ધામાં લખ્યું છે !'

'ભવિષ્યવાદી હતો, અસંતોષી હતો, કાંઈક અભિમાની પણ હતો !'

'છતાં ત્યાં જીવન ન હતું, જે હતું તે જીવનનું જોમ હતું !'

અમરનાથે એકાંતવાસ સ્વીકાર્યો પછી ટીકાકારોનાં આ વાખ્ખાણ હતાં.

એ કાંઈ સાંભળતો ન હોય તેમ, અમરનાથ એકાંતમાં જે બને તે કર્યા કરતો. પછી એક દિવસ એણે પોતાનો એવો સર્વસંગ્રહ એક જૂના દેવમંદિરના ભૂગર્ભમાં મૂક્યો, પ્રણામ કર્યા; ને ત્યાંથી પાછો ફર્યો.

બીજે દિવસે એ પોતાના જીવન પર વિચાર કરતો હતો.

તે દિવસે કોયલને બોલતી જોઈને તે જરાક હસ્યો હતો. તે પળથી એનું 'નવું પર્વ' હતું. 'કોયલ જેમ પોતાના તાનમાં પોતે મસ્ત છે, તેમ પોતાના તાનમાં મસ્ત રહેવું એ પણ એક કલા નહિ હોય ? પછી જ એણે વિચાર્યું કે તો તો મનુષ્ય માટે કે મનુષ્યના ડરથી, પ્રલોભનથી કે પવન સાથે રહેવા, ઈશ્વરદત્ત પ્રસાદ કેમ ભૂંસી નખાય ? તેમ જ મનુષ્યની બેદરકારી કરતાં ઈશ્વરની મહેરબાની મોટી છે એ પણ કેમ તજાય ? આ કોયલનો ટહુકાર કોણે સાંભળ્યો ?

કોણ સાંભળવા ઊભું છે એ એણે ક્યારે જોયું? ઈશ્વર-દત્ત શક્તિનો નૈસર્ગિક આવિષ્કાર એટલું જ જીવન, એથી વધુ કાંઈ એ મૃત્યુ. કોયલના જીવનમાં આનંદનું—ઉલ્લાસનું આ કારણ. મનુષ્યને ન ખપે તો ઈશ્વરનું ઈશ્વરને ધરવું. એવા અપૂર્ણ પ્રયાસની નિષ્ફળતા, એનું નામ અપૂર્વ વિજય.'

અને તે ઘડીથી જ એનું જીવન ગ્લાનિમય મટયું હતું. આજ એને એ સાંભરી આવ્યું.

પણ તરત જ એના વિચાર અટકી પડયા. એની સામે એનો વિદ્યાગુરુ ઊભો હતો. એ સંન્યાસી મંદિરના ભૂગર્ભમાંથી અમરનાથનો સર્વ સંગ્રહ સાથે લાવ્યો હતો.

'અમરનાથ! આ તને પાછું સોંપવા . . .'

'એ તો વિદ્યાગુરુ! મેં આપને ચરણે મૂકયું છે!'

એક શાંત ઝરણા પાસે ગુરુ–શિષ્ય સાથે બેસીને વાંચવા માંડયા: અમરનાથને એક ઊંડો ઊંડો સંતોષ હતો. છેવટે એક માણસ પણ એને મળ્યો, જેણે એનામાં કાંઈક સાચું જોયું. અને એક બોલનાર ને એક સાંભળનાર હોય ત્યારે તો જીવન જેવું ભવ્ય હોય છે, તેવું એક બોલનાર હોય ને અનેક સાંભળનાર હોય ત્યારે હોતું નથી: એક બુદ્ધ ને એક આનંદ: એક શંકર ને એક કુમારિલ: બાકી બધાં ગરપાં!

અમરનાથ 'નવું પર્વ' કેમ આવ્યું તે વાત કરે છે. વિદ્યાગુરુ કહે છે: 'Virtuous by fear:—સમાજમાં મોટો વર્ગ આવો છે, સદ્દગુણ શ્રેષ્ઠ છે માટે કોઈ સદ્દગુણી નથી. સદ્દગુણ કાંઈક નિયમ જેવું થઈ પડયું છે, માટે પાળવો એ ઠીક છે એમ ધારીને ઘણા સદ્દગુણી છે. સમાજને ઘડ-

નાર ઘણા વિચારકો પણ આવા જ છે. સૌ આમ વિચારે છે : લોકપ્રવાહ આ બાજુ છે, પવન આવો છે, દિશા આ છે માટે આવું લખો. પણ એમાં મનુષ્ય ને ઈશ્વર વચ્ચેનો સંબંધ નથી. મનુષ્યે ઈશ્વરી પ્રસાદમાંથી—સીધું લખવું. કાળ અને દેશનું બંધન તો જ તૂટે.'

અમરનાથને આજે પહેલવહેલું લાગ્યું કે જાણે વિદ્યા-ગુરુ બોલતા નથી, પણ પોતાનું હૃદય જાણે પોતાની સામે ઊભું રહીને બોલે છે. અને બીજે દિવસે એણે એક કૃતિ શરૂ કરી : **મારા પોતાને માટે.**

## જન્મપત્રિકા

ઈસ્વીસન અઢારસો સત્તાવનનો રોમરોમ અગ્નિ પ્રગટાવે એ વખત હતો.

એ વખતે જમીનદારો, રાજાઓ, ઠાકોરો, સિપાઈઓ અને ધંધાદારીઓ, લશ્કરીઓ ને બિનલશ્કરીઓ, નાનાં ને મોટાં, બળવાન ને નિર્બળ, જુવાન ને ઘરડા, સ્ત્રીઓ ને પુરુષો જાણે કે, સહુ કોઈ એક અદૃશ્ય સત્તાથી દોરાતાં હોય તેમ, દીવાનાની માફક ઘૂમી રહ્યાં હતાં. સૌના દિલમાં જાણે એક જ તમન્ના જાગી હતી. સૌ એક જ વાત કરી રહ્યાં હતાં, આપણો ધર્મ ભયમાં છે. હિંદુઓ અને મુસલમાનો તમામનો ધર્મ ભયમાં છે.

ધર્મ શબ્દમાં એવો જાદુ છે કે એ માણસને માણસ પણ બનાવે ને મૂરખ પણ બનાવે.

હિંદમાં ઠેકાણે ઠેકાણેથી માણસોનાં જુથનાં જુથ, નાનાસાહેબ ને લક્ષ્મીબાઈને નામે, દિલ્હીના બાદશાહ બહાદુરશાહ ને લખનૌના નવાબને નામે, કુંવરસિંહ ને રાવસાહેબને નામે, રાજા માનસિંગ અને હનમતસિંગને નામે, ભેળાં થઈ રહ્યાં હતાં. એ અપ્રતિમ શૌર્યથી લડતાં અને ભયંકર

અવ્યયસ્થાથી વેરાઈ જતાં. જમીન, કુટુંબ, પુત્રપત્ની, મિત્ર, સગાંસંબંધી સઘળું છોડીને, પોતાની હોડીને ઝંઝાવાતમાં ઝુકાવવા માટે જ નીકળેલા એ ફનાગીરો હતા. એ ફના થઈ જવા માટે નીકળ્યા હતા અને ફના થઈ રહ્યા હતા. એ વખતે દક્ષિણ હિંદમાં, શોરાપુરની નાની સરખી જાગીર ઉપર એક તરુણ રાજા હતો. એનું નામ એંકેતાપ્પા નાયક.

જ્યારે બળવાની અસર દક્ષિણ હિંદમાં આવી પહોંચી ત્યારે આ તરુણ જાગીદારે પણ વગરવિચાર્યે તેમાં ઝંપલાવ્યું.

તેમાં એની હાર થઈ. એ કેદ પકડાયો. દક્ષિણ હૈદ્રાબાદમાં રેસીડેન્સીમાં એને નજરકેદ રાખી એના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી કામ ચલાવવામાં આવ્યું.

ન્યાયની રીતે તો એણે કરેલા ભયંકર સશસ્ત્ર રાજદ્રોહના આરોપસર એને ફાંસી મળે એ તદ્દન સંભવિત હતું.

પણ આ તરુણ રાજાને એક મિત્ર હતો. પ્રખ્યાત કર્નલ મેડોઝ ટેલર. એ વખતે એ શોરાપુરના કમિશ્નરની જગ્યાએ નિમાયો હતો. તેણે આ રાજાને બાળપણથી જોયો હતો. તેના ઉપર એને પ્રીતિ હતી. એને બચાવવા માટે તેણે તનતોડ મહેનત કરી. એવી રીતનું લખાણ કરવાનું હૈદ્રાબાદના રેસિડેન્ટને પણ સમજાવ્યું હતું.* તેના ઉત્તરની એ રાહ જોતો હતો. લખાણની ઢબ ઉપરથી એને આશા હતી કે રાજાને કદાચ માફી મળશે. શોલાપુર જતાં પહેલાં તરુણ રાજાને કેદખાનામાં મળવા માટે ટેલર એની પાસે ગયો.

---

* હૈદ્રાબાદમાં રેસીડેન્ટ તરીકે એ વખતે મેજર ડેવીસન હતો. રાજા ઉપર બળવો કરવાનું તહોમત હતું.

[ ૨ ]

આ તરુણ રાજા—એકેતાપ્પા નાયક વિચિત્ર ને તરંગી હતો. એ જમાનાના દરેક જમીનદારની માફક એ પણ વિલાસી ને આર્થિક દૃષ્ટિ વિનાનો હતો, અને છતાં અમુક ગુણોમાં એની તુલના કોઈ સાથે કરી શકાય તેમ ન હતું. ખાસ કરીને એ પોતાની જાતના ભોગે પણ પોતાની મંડળીને ઉગારી લેવામાં માનતો હતો.

એણે કોઈ દિવસ જન્મીને માતાની પ્રીતિ મેળવી ન હતી. તેની મા ઘણી અનિશ્ચિત ને રંગીભંગી સ્વભાવની હતી. તે મરણ પામી ત્યાંસુધી એમ માનતી કે આ છોકરો રાજ ખોશે. એ પ્રમાણે તેણે એને વારંવાર કહ્યું પણ હતું. એ ઉપરાંત એ મરણશય્યા ઉપર પડી ત્યારે એક આશ્ચર્ય-કારક બીના પણ તેણે ટેલરને કહી સંભળાવી હતી. ટેલર જ્યારે રાજાને મળવા ગયો ત્યારે એ વાત પણ એના મનમાં ઘુમી રહી હતી.

મરણ પામનારી રાણીએ કહ્યું હતું કે આ છોકરો રાજ ખોશે અને સાથે સાથે જિંદગી પણ ખોશે. બરાબર એ જ પ્રમાણે અત્યારે રાજાની જિંદગી ને રાજ બન્ને ભયમાં હતાં.

ટેલર રાજાને મળ્યો. રાજાએ ટેલરને અત્યંત પ્રેમભર્યો સત્કાર આપ્યો. એક રીતે ગણો તો ઢંગધડા વિનાના—અને બીજી રીતે ગણો તો અણનમ રહેવા મથતા—આ જુવાનને ટેલરે શિખામણ આપીઃ

'અને તો, તમે મને જે કહ્યું તે બધું રેસિડેન્ટને કહેજો. તમારો ઈરાદો સરકાર સામે થવાનો ન હતો. કેવળ આસ-

પાસના બળવાખોરોએ તમને દોર્યા હતા—તો એ સઘળાનાં નામ આપી દેજો. એની અસર તમારા વિશેના નિર્ણય ઉપર બહુ જ સુંદર થવાની.'

રાજા જે અત્યાર સુધી અનિશ્ચયાત્મક ને ઘેલા જેવો દેખાતો હતો, તે પોતાના સ્થાનેથી બેઠો થયો. ટેલર એ જોઈ રહ્યો. રાજા ટેલરની નજીક આવ્યો : બાલપણથી પોતે જે વહાલસોયા નામથી ટેલરને સંબોધન કરતો હતો તે સંબોધન તેણે વાપર્યું.

'આપ્પા ! એક વાત ઊડતી ઊડતી આંહીં સુધી આવી છે તે તમે સાંભળી છે?'

'કઈ વાત?'

'કહે છે કે પટણામાં એક માણસ હતો. ધંધો તો કિતાબો વેચીને રોટી રળવાનો કરતો, પણ એની પાસે વજ્જર જેવું હૃદય હતું.'

ટેલર સાંભળી રહ્યો: 'એની શી વાત છે? અને તમને એ કોણે કહી?'

'કોણે કહી એ કહેવા જેવું નથી. આવી વાતો તો પવનની પાંખ ઉપર ચડીને મુસાફરી કરતી આવે છે. પણ વાત સમજવા જેવી છે. આ કિતાબ વેચનારો, પીરઅલી એનું નામ, એ પણ બંડખોર ગુનેગારોના ટોળામાંનો એક હતો. એને કોઈકે કહ્યું કે તને જીવતદાન આપીએ—જો મદદરૂપ થઈ શકે એવી માહિતી તું આપે તો. ત્યારે તેણે શું કહ્યું તે સાંભળ્યું? એણે કહ્યું: 'જનાબ! બે પાંચ વર્ષ વધારે ખેંચી કાઢવા માટે જેમણે મારા ઉપર ભરોસો રાખ્યો હતો એમને હવે હું નિમકહરામ નીવડું? જિંદગીમાં

એવો સમો પણ આવે છે જ્યારે જિંદગી ગુમાવવાથી જે મજા મળે છે, તે જિંદગી સાચવવાથી મળતી નથી.' કિતાબો વેચી ખાનારાએ આ કહ્યું હતું; હું રાજા—એના કરતાં પણ હલકો? હું મારી જાતને બચાવવા મારો ભરોસો તોડું? અરે! આપ્પા! પછી મને જીવનમાં મજા પણ શી રહેશે?'

'પણ રાજાસાહેબ! તો તો ગુનાને ઉત્તેજન મળે; અવ્યવસ્થા ઘર કરી જાય; ને આવી બંડખોરવૃત્તિથી સહી-સલામતી ખાડે પડે.'

'એ બધું સાચું, આપ્પા! હું આમાં ભળ્યો એ મારી મૂર્ખાઈ હતી એ ખરું; હવે હું બીજાનો ભોગ લઈને મારી જાતને બચાવું તો એ નરી દુષ્ટતા થાશે. મૂર્ખાઈની તો ઇશ્વર માફી બક્ષે છે. દુષ્ટતાની તો ક્યાંય માફી નથી. ખુદાને ત્યાં પણ એવી દુષ્ટતાથી ઇશ્વર મને બચાવે. જિંદગી ભલે ન બચાવે. મારા વડવાઓ પણ એક વખત તો શિવાજી મહારાજની પડખે રહીને લડયા હતા.'

'તો પછી તમને જન્મકેદ મળશે કે વખતે કાળે-પાણીએ કાઢશે.'

'મને એવી શિક્ષા નહિ થાય: વિશ્વાસ રાખો આપ્પા!'

'ન્યાય પ્રમાણે તો એ શિક્ષા જ મળે—'

'તો મારી પલટણનો હલકામાં હલકો સિપાઈ પણ જે સહન ન કરે તે શું હું સહન કરીશ? હું એ શી રીતે સહન કરીશ? હું પણ સૌની પેઠે મોતને ભેટવા આતુર છું.'

'તમને મોતની સજા થાય તો—'

'એ હું ઇચ્છું છું; પણ એ મોત મને તોપને મોંએથી મળે; ફાંસીને લાકડેથી નહિ. તમે મારી વતી મહેરબાની માગો તો ફક્ત આટલી જ માગજો. તેઓ મને ફાંસીએ ન લટકાવે; તોપે ચડાવે. મારે જિંદગી માટે દયા કે મહેરબાની કાંઈ જ જોતું નથી: જે કાંઈ જોઈએ છે તે મરણ માટે.'

ટેલરને રાજાની આ વાણી અસર કરી ગઈ. થોડી વાર સુધી એ શાંત ઊભો રહ્યો.

ત્યાંથી રજા લઈને જ્યારે એ ચાલી નીકળ્યો ત્યારે એનું હૃદય ભરાઈ આવ્યું હતું. એણે રાજાને નાનાથી મોટો કર્યો હતો. વળી પોતે માયાળુ સ્વભાવનો હતો. રાજાએ છેલ્લી ભેટ તરીકે આપેલા એક તાવીજ ઉપર એની આંખમાંથી એક આંસુ ખરી પડ્યું. બીજે દિવસે રેસીડેન્ટને મળી, આ બાલીશ રાજાની ભલામણને વધારે દૃઢ રીતે ફરીને લખાણમાં મૂકવાનું સમજાવી તે શોરાપુર ગયો.

[ ૩ ]

શોરાપુરના અડદિયા કાળા પથ્થરોના ડુંગરાઓ તરફ નજર નાખતો, ટેલર એક સાંજે બેઠો બેઠો, વિચાર કરી રહ્યો હતો. આ જ સ્થાનમાં એણે વર્ષો પહેલાં અધિકાર ભોગવ્યો હતો. આ જ સ્થાનમાં એ આજે પાછો આવ્યો હતો. તેને અચાનક સાંભરી આવ્યું કે એક ગરીબ અકિંચન બ્રાહ્મણ શાસ્ત્રીએ આવીને વર્ષો પહેલાં તેનો હાથ જોયો હતો ને તેમાં જે સમય આ સ્થાનમાં પાછા આવવા માટે તેણે ભાખ્યો હતો—અકસ્માત્ હોય કે ગમે તેમ, પણ એ જ આ સમય હતો. એને એ વસ્તુની નવાઈ લાગી.

તે આકાશી તારાઓ સામે નજર નાખી રહ્યો.

રાજા જીવી શકે તો એનામાં પાણી છે—એ વિચાર-વમળમાં ને વમળમાં તે રાજાનું જીવન નવેસરથી તપાસવા લાગ્યો. આજે જ રાજાની પટરાણીએ એક વાત એને કહી હતી: 'અમે તો ઘણું કહ્યું સાહેબ! કે આ તમારા દારૂડિયા પાસવાનો તમને ઊંધે રસ્તે દોરી રહ્યા છે, પણ એમણે કોઈનું ન માન્યું. કોઈ કોઈ વાર માથું ઠેકાણે હોય તો મારા ખોળામાં માથું ઢાળીને કહેશે, 'રાણી! રાજ રહે કે ન રહે પણ નામ તો રહેશે. દરવાજા પાસે લડતાં લડતાં મરવાનું સદ્‌ભાગ્ય મને ક્યાંથી મળે?' રાણીએ કહેલા આ શબ્દો ઉપર ટેલર વિચાર કરી રહ્યો. રાણીએ જ્યારે જ્યારે એને સલાહ આપી કે 'ટેલર સાહેબ પાસે જાઓ' ત્યારે ત્યારે રાજાએ આપેલો જવાબ વળી વધારે સૂચક હતો. 'હું નગર છોડું તો તો આરબો ને રોહિલાઓ, એમના લેણાના બદલામાં મારી રૈયતને લૂંટે—' ને એમ ને એમ એ પૈસા વિષેની અવ્યવસ્થામાં રાજા દારૂને પંથે ચડી ગયો: ઊંધી ગણતરી વિનાની શૂરવીરોની વાતોમાં પડી ગયો. રૈયતને પોતે લૂંટતો ગયો—ને બીજા કોઈ ન લૂંટે એનું ધ્યાન રાખતો ગયો.

ટેલરની દૃષ્ટિ અચાનક રાજાએ આપેલા ને અત્યારે એના ટેબલ ઉપર પડેલા તાવીજ ઉપર પડી. એને ઉપાડીને તે બારીકાઈથી તપાસવા લાગ્યો. એને આવી વસ્તુઓનો શોખ હતો. એ તાવીજને તપાસી રહ્યો હતો, એટલામાં સલામ કરીને એક જમાદાર એની સામે આવીને ઊભો રહ્યો.

'શું?' ટેલરે નજર ઊંચી કર્યાં વિના જ કહ્યું.

'સાહેબ! કોઈ વૃદ્ધ શાસ્ત્રી આપને મળવા માગે છે.'

'હેં! કોઇ શાસ્ત્રી?' ટેલરને આશ્ચર્ય થયું. એણે આજે જ જે શાસ્ત્રીનું સ્મરણ કર્યું હતું એ તો એ નહિ હોય? એણે પૂછ્યું. 'શું કામ છે એને?'

'એ કહે છે મારે અગત્યનું કામ છે. સાહેબને હાથોહાથ આપવાનો એક જરૂરી સંદેશો મારી પાસે છે.'

ટેલરે તેને આવવા દેવાની અનુમતિ આપી. થોડીવારમાં એક વૃદ્ધ અકિંચન બ્રાહ્મણ તેની સામે આવીને ઊભો રહ્યો. તેની ગરીબાઈ છતાં તેનામાં એક પ્રકારનું એવું ગૌરવ હતું કે ટેલર અનિચ્છાએ સહેજ ઊભો પણ થઈ ગયો.

'કોણ? તમે—?'

'સાહેબ! મને ઓળખ્યો કે નહિ?'

ટેલરે હવે તેને નિહાળીને સામે જોયું: એને લાગ્યું કે આ તો એ જ શાસ્ત્રી લાગે છે જેનું આજે એ સ્મરણ કરી રહ્યો હતો. વર્ષો વીત્યાં એટલે એ એકદમ કળી શક્યો ન હતો, 'હા, હા, ઓળખ્યા. તમે? અત્યારે આહીં ક્યાંથી?'

'તે રાતે રાજમાતા મરણ પથારી ઉપર હતાં ને તમે ત્યાં હાજર હતા એ તમને સાંભરે છે? એ વખતે આપણી પહેલી ઓળખાણ થઈ.' શાસ્ત્રીએ કહ્યું.

'હા હા, એ મને બરાબર યાદ છે—'

'તે વખતે મેં તમને શું કહ્યું હતું?'

ટેલર આભો બનીને બ્રાહ્મણ સામે જોઈ રહ્યો. રાજમાતા દસેક વર્ષ ઉપર મરણપથારી ઉપર પડ્યાં હતાં, ત્યારે તેમણે પોતાની ડોકેથી એક સોનાની કૂંચી કાઢી આ બ્રાહ્મણને આપી હતી, એ ટેલરને બરાબર સાંભરતું હતું. રાણીને આ શાસ્ત્રી પુરોહિત ઉપર અપ્રતિમ વિશ્વાસ હતો.

બ્રાહ્મણે એ કૂંચી વડે એક ગુપ્તદ્વાર ખોલી તેમાંથી એક જન્મપત્રિકા જેવો કાગળ લઈ કૂંચી પાછી રાણીને આપી દીધી હતી. ટેલરને એ પ્રસંગ યાદ આવી ગયો.

'પ્રસંગ મને બરાબર યાદ છે, પણ તમે શું કહ્યું હતું એ શબ્દો મને બરાબર યાદ નથી.' ટેલરે કહ્યું, જવાબમાં બ્રાહ્મણે એક લાંબો ટીપણા ઘાટનો કાગળ કાઢ્યો. 'તમે ગોરા લોકો એમ માનતા લાગો છો કે, આ ભિખારી બ્રાહ્મણો પાસે કાંઈ વિદ્યા નથી.' તે બોલતો ગયો ને ટીપણું ઉખેળતો ગયો. 'તમારી એ અભિમાનભરેલી વૃત્તિ કેટલેક અંશે તમારા ભૌતિક વિજયને આભારી છે, પરંતુ અમારી પાસે પણ એવી વસ્તુ છે કે, જે સમજવા માટે, તમારે ભારતવર્ષમાં ફરી ફરીને જન્મ લેવો પડે. ભારતવર્ષ આખું જીતી લેવાથી પણ એ વસ્તુ તમને કદાપિ ન મળે. જુઓ, આ તરુણ રાજાની જન્મપત્રિકા. મેં તે દિવસે રાણીને ને તમને કહ્યું હતું તે આજે ફરીને કહું છું. તમારા ગવર્નર જનરલ શું, પણ સૂર્ય, ચંદ્ર, યમ ને ઇંદ્ર સ્વયં રક્ષણ કરે, તોપણ આ જુવાન રાજા ચોવીસમું વર્ષ પૂરું ન કરે. આ એનું ચોવીસમું વર્ષ છે: ને એના ઉપર મૃત્યુદંડ પામે એવું તહોમત પણ છે.'

ટેલર સાંભળી રહ્યા.

એ જ વખતે નીચે દરવાજા પાસે ધબાક દઈને કોઈ ઘોડેસવાર આવીને ઘોડા ઉપરથી ઉતર્યો હોય એમ લાગ્યું.

ટેલર ને બ્રાહ્મણ બન્ને ચોંકી ઊઠ્યા

થોડીવારમાં તો નીચેથી જમાદાર હાથમાં એક પરબીડિયું લઈને દોડતો ઉપર આવ્યો: 'નામદાર!'

ટેલરે હાથ લાંબો કરીને ત્વરાથી કાગળ લીધો. એને લાગ્યું કે આ બ્રાહ્મણનું આત્માભિમાન ઉતારનારી વસ્તુ વખતે આજે એમાંથી મળે. કદાચ વાઇસરોયે રાજાને માફી બક્ષી હોય! અને તે ઉતાવળે વાંચવા માંડ્યો. બ્રાહ્મણ તેની સામે શાંત ઊભો રહ્યો.

કાગળ પૂરો કરીને ટેલરે ઊંચે જોયું: 'હં—ત્યારે શાસ્ત્રીજી! તમે એમ માનો છો કે રાજા લાંબુ નહિ જીવે કાં?'

'સૂર્ય, ચંદ્ર ને સાક્ષાત્ યમ રક્ષા કરે તોપણ ન જીવે. મારો જોશ એમ કહે છે.'

'તમારો જોશ?'

'ના જોશ નહિ; મારું ગણિત. જેવી રીતે એક ને એક બે થાય, તેવી જ રીતે મારા ગણિત પ્રમાણે રાજા ઉપર મૃત્યુયોગ છે—ને તેમાંથી એ છટકી શકશે નહિ—ગમે તે રક્ષા કરે તોપણ.'

'આટલી બધી તમારી શ્રદ્ધા?'

'સાહેબ! તમે જેને શ્રદ્ધા માનો છો: અમે એને આકાશીરસ્તાનું દર્શન માનીએ છીએ'

'ત્યારે તમારું એ દર્શન ખોટું પડે તો?'

'ખોટું પડે તો? ખોટું પડે જ નહિ ને! પંજાબકેસરી રાજા રણજીતસિંહ પાસે એક યોગી હતો એ ખબર છે?'

'હા; હરિદાસજી.'

'એણે તમારા સાહેબ લોકને કહ્યું હતું કે, અમારી આ વિદ્યાઓ તમારી પાસે દેખાડવા માટે નથી; હું પણ—મારે પણ એ જ કહેવાનું હોય. એ વિદ્યા તમારે મેળવવી હોય

તો તમે આવો, અમે દેખાડીએ નહિ. અને છતાં હું દેખાડવા આવ્યો છું, કારણકે તમારા હૃદયમાં ભારત પ્રત્યે શ્રદ્ધા છે. જો મારું આ ભાખેલું ભવિષ્ય ખોટું પડે તો મારાં પોથાં બાળી મૂકું ને તમારા દેખતાં જ અગ્નિપ્રવેશ કરું. ભારતવર્ષમાં હારેલો ક્ષત્રિય જલસમાધિ લે છે, હારેલો બ્રાહ્મણ અગ્નિસમાધિ; એ એની પરંપરા છે. હું પણ એ પાળીશ. બોલો.'

'ત્યારે શાસ્ત્રીજી ! આ વાંચો; અથવા ઊભા રહો, હું કહું. રાજાને સરકાર તરફથી માફી મળી ચૂકી છે ને તેને જીવતદાન મળી ગયું છે' ટેલરે પોતાની પાસેનો કાગળ બતાવ્યો. 'આ ઘોડેસવાર એ જ સમાચાર લાવ્યો છે; જીવતદાન તો મળી ગયું છે.'

'મળી ગયું છે ?'

'હા, રાજાનો જીવ બચી ગયો છે.'

'પણ હજી જે દિવસ મેં કહ્યો છે—ચોવીસમા વર્ષનો છેલ્લો દિવસ—તે પસાર થયો નથી.'

'ત્રણ દિવસ પછી એ પણ પસાર થઈ જશે.'

'વિશ્વક્રમમાં સઘળી વાતમાં ભ્રમ થવાનો સંભવ છે, ગણિતમાં કોઈ દિવસ નહિ. ગણિત ખોટું પડતું નથી ને પડે નહિ. રાજાને ભલે જીવતદાન મળી ગયું હોય-પણ હરઘડીએ એ મૃત્યુ તરફ જઈ રહ્યો છે.'

'રાજાને તમારી આ વાતની ખબર છે ?'

'ના.'

'બીજા કોઈને ખબર છે ?'

'ના; રાજમાતાને ખબર હતી. તે મરણ પામ્યાં છે.'

'ત્યારે રાજાને માત્ર ચાર વર્ષની સાદી કેદની સજા કરવામાં આવી છે—અને ત્યાર પછી એનું રાજ પણ એને પાછું સોંપાશે. તમારું ગણિત ને જ્યોતિષ શાસ્ત્ર બન્ને ખોટાં છે શાસ્ત્રીજી!'

'મારો રાજા બચે તો હું ખુશી થાઉં. પણ એ નહિ બચે—એ માટે મારા મનમાં હવે તો લેશ પણ અંદેશો રહ્યો નથી—'

બ્રાહ્મણ એટલું કહીને એ વખતે તો ચાલ્યો ગયો.

[ ૪ ]

ત્રીજે દિવસે રાજાનો જન્મોત્સવ ઊજવવા માટે રાણીઓએ ટેલરને આમંત્રણ આપ્યું હતું. તે દિવસે બપોર પછી રાણીઓ પણ રાજાની સાથે રહેવા માટે રવાના થવાની હતી. રાજાને સાદી નજરકેદમાં રાખવા માટે મદ્રાસ લઈ જવાનો હતો. રાણીઓ તેને કર્નલ પાસે ભેગી થઈ જવાની હતી. આજે રાજાનો જન્મોત્સવ હતો. વળી એને જીવતદાન મળ્યાનો આનંદ હતો, અને રાણીઓ પણ ત્યાં જવાની હોઈ ખુશ ખુશ હતી.

બ્રાહ્મણોને અને સાધુઓને બોલાવ્યા હતા. રાણીઓએ નવાં વસ્ત્રો પહેરી શાસ્ત્રીઓની ને વૃદ્ધ પંડિતોની પૂજા કરી તેમનાં વર્ષાસન ને દક્ષિણા આપ્યાં. સાધુઓને દાન કર્યાં. એક તરફ બેસી ટેલર આ જોઈ રહ્યો હતો. કેટલાક પંડિતો તો એના ટેબલ પાસે જ પગ ઉપર પગ ચઢાવીને બેઠા હતા. કેટલાક વળી 'જિતને તારે ગગનમેં ઈતને શત્રુ કદી હોય, કિરપા હોય સરી રામકી, બાલ ન બાંકા હોય' એ પ્રસિદ્ધ ગાથા ગાતા ગાતા, પગ ઉપર

હાથની થાપટ લગાવી રહ્યા હતા. દૂર ખૂણામાં પેલો વૃદ્ધ શાસ્ત્રી એક જગ્યાએ ગુપચુપ બેસીને કાંઈક આંકડા મેળવી રહ્યો હતો.

'શાસ્ત્રીજી! હવે એ આંકડા છોડીને, આંહીં નજીક આવો. તમારી પણ પૂજા થઈ જાય.'

શાસ્ત્રીએ એક એવી દૃષ્ટિથી ટેલર સામે જોયું કે તે ચોંકી ઊઠ્યો.

'કેટલા થયા?' તેણે ટેલરને પૂછ્યું.

'હું ધારું છું સાડા અગિયાર.'

'હજી ત્રીસ પળ બાકી છે. ને એક પળમાં તો એક આખું વિશ્વ હતું ન હતું થઈ જાય છે.'

ટેલર મોટેથી હસી પડ્યો.

પંડિતો પણ હસી પડ્યા. રાણીઓએ હાસ્યમાં સાથ પુરાવ્યો. પણ રાણીઓની સાથે હસતી હસતી પટરાણીની નજર અકસ્માત દ્વાર બહાર દોડી ગઈ. ને તે ત્યાં જ કોઈ વસ્તુ ઉપર જાણે સ્થિર થઈ ગઈ. એનું હસવું પણ એકદમ બંધ થઈ ગયું. સૌ કોઈના મોં ઉપર એની સ્થિર નજરની છાયા ફરી વળી. શું છે એ જોવા માટે ટેલર પોતે ઊભો થઈ ગયો. પંડિતો પણ ઊભા થઈ ગયા. પટરાણીની જીભ જાણે સિવાઈ ગઈ હોય તેમ તેણે પોતાની નજર જ્યાં ચોંટી હતી તે દિશા તરફ, દ્વાર બહાર, દૂર દૂર, આંગળી વડે કાંઈક આવતું બતાવ્યું.

ત્યાં એક સાંઢણીસવાર જાણે આકાશમાંથી ઊડતો હોય તેમ ધસમસતો આવતો હતો.

'કોણ લાગે છે?' ટેલરે પૂછ્યું.

'કોઈસાંઢણીસવાર છે, ધસમસતો આવે છે.'

પેલો વૃદ્ધ પંડિત પુરોહિત પોતાના આંકડા માંડી રહ્યો હતો તે પૂરા કરીને ઊભો થઈ ગયો.

'સાહેબ નહિ બને' તેણે ટેબલ પાસે આવીને અત્યંત ધીમેથી કહ્યું.

પોતાની નજર સાંઢણીસવાર ઉપરથી ખસેડયા વિના જ ટેલરે પૂછ્યું: 'શું? શું નહિ બને?'

'રાજાને બચાવવાનું!'

'અરે! કાળજીભા!' પટરાણીથી ચીસ પડાઈ ગઈ અને તે એક આસન ઉપર પડતાં પડતાં રહી ગઈ. શું થયું છે તે જોવા ટેલર પોતાની નજર પાછી ફેરવે તે પહેલાં તે સાંઢણીએ દરવાજામાં ઝુકાવ્યું: અને તેના ઉપરથી એક માણસ કૂદી પડ્યો. ઉતરતાં વેત જ તે અંદર આવવા દોડયો. તે પડ્યો, ફરી ઊઠ્યો, અને એકદમ પાછો દોડીને ટેલરની નજીક આવી પહોંચ્યો. તેના હાથમાં એક કાગળ લટકતો હતો.

'શું છે?' ટેલરે ઉતાવળથી—વ્યગ્રતાથી પૂછ્યું. 'શું છે અલ્યા?'

'સાહેબ! સાહેબ! રાજા સા!...' તે એટલું જ બોલી શક્યો. ટેલરે તેના હાથમાંથી કાગળ ઝડપી તેના ઉપર નજર ફેરવી. તે સ્તબ્ધ થઇ ગયો. તેના હાથમાંથી કાગળ ઊડી ગયો તેનું તેને ભાન પણ ન રહ્યું. 'રાણી સાહેબ!'

'શું છે? શું છે?' ચારે તરફથી ઉતાવળા આકળા વ્યગ્રતા ભરેલા શબ્દો આવવા માંડ્યા. 'શું છે સાહેબ! સરકારે વિચાર ફેરવ્યો કે શું છે?'

'સરકારની દયા એળે ગઈ છે. રાજા સાહેબે ગોળી ખાઈને અહીંથી થોડે દૂર જ આપઘાત કર્યો છે!'

'આપઘાત કર્યો છે? હેં! કોણે? રાજાએ આપઘાત કર્યો અરે!' મૃત્યુના સાંન્નિધ્ય જેવી કોઈ ભયંકર ખીણના મોં પાસે આવીને ઊભા હોય, તેમ સૌ એકદમ સ્તબ્ધ થઈ ગયા.

પણ એ બન્યું શી રીતે? આપઘાત કરવાનું કારણ શું?'

આકાશ સામે એક સૂચક દૃષ્ટિ ફેંકતો, પેલો વૃદ્ધ શાસ્ત્રી, કોઈ ન દેખે તેમ ત્યાંથી ચાલી નીકળ્યો.

# વાર્તા વિનાની વાર્તા

[ એક અનૈતિહાસિક અનુભવનો કલ્પનારંગી પરિચય ]

**આ** વાર્તાસંગ્રહમાં આ એક વાર્તા નથી. એ નવ-લિકા નથી. પ્રસંગચિત્ર કે રેખાંકન નથી. લાંબી વાર્તા નથી. ટૂચકો નથી. કોઈ બાબતનું વર્ણન નથી. ક્યાંય સાંભળેલી કથની નથી, એ શું છે એની મને પોતાને ખબર નથી. અને એ શું છે એ જાણવાની તમારે તો જરૂર પણ નથી. હવે પછીની એક બે વાર્તાઓની એ જાણે કે પ્રવેશિકા છે.

એક વખતની આ વાત છે.

એ સમયે થોકડાબંધ વાર્તાઓ હું લખતો અને છેક ટપાલ ઑફિસ સુધી જાતે જ ટપાલમાં નાખવા જતો. જવાબ માટે ટિકિટો પણ સાથે બીડતો. પણ ત્રીજે કે ચોથે દિવસે વાર્તાઓનો ઢગલેઢગલો તંત્રીઓ મને પાછો મોકલી દેતા. કોઈને વાર્તા જોઈતી જ નહોતી ને! એ સમય હું સંભારી રહ્યો હતો!

આજ સવારે હું વહેલો ફરવા નીકળ્યો, ત્યારે એવા

મનોવ્યાપારની અવસ્થામાં, હું ઝપાટાબંધ મારે રસ્તે જતો હતો. અચાનક શિવુભા ગોર જેવું કોઇક દેખાણું. એ શિવુભાને હું નાનપણમાં ઓળખું.

અને શિવુભાનો અવાજ પણ સંભળાયોઃ 'અરે ! ભાઈ! તમે મને તમે કહી રાખ્યું'તું ને કે, હું તને ક્યાંક ને ક્યાંક લઇ લેશ, પણ હજી સુધી કોઈને નહિ ને મને જ લટકાવી રાખ્યો છે ?'

આંખો ચોળીને હું આ દિવાસ્વપ્નની માયા છે કે શું ? એમ નક્કી કરવા થોભું છું, ત્યાં તો કોઇક બીજો માણસ દેખાણોઃ 'કેમ મા'રાજ ! ઓળખો છો ? આપણે તો દીમાં દસ વખત મળતા ! હું નરસી બકાલ ! તમે મને ય ક્યાં લીધો છે ?'

'અને હું ? હું તો તમારા હિસાબમાં જ હવે નથી રહી કાં ? મારી પાછળ તમે ફર્યા કરતા'તા એ ભૂલી ગયા? હું રાણી !'

'આહા ! રાણી ! તું હમણાં ક્યાં છે ?'

પણ રાણીના જવાબને બદલે એક નવો જ ચહેરો દેખાયોઃ

'તમે મને દીઠો નથી, પણ મારી એક કામગીરીનો કટકો મદ્રાસી મહેલમાં જોયો છે એ તમને યાદ છે નાં ? હું પાટણનો. પટોળાની છેલ્લી છેલ્લી અદ્દભુત નકશી કરવાવાળો. તે પછી હવે નકશીની એ વિશિષ્ટતા અલોપ થઈ ગઈ છે! હું પોતે પણ હવે ભૂલી ગયો છું. શું કરું ? એમાંથી શેર ખીચડી મળતી હોત, તો હું મારા બાપદાદાના સમયની સાત સાત પેઢીથી આવતી વસ્તુને કાંઇ

એમ જાવા દેત? પણ શેર ખીચડીના પણ, પાટણના પ્રખ્યાત પટોળામાં વાંધા પડયા! હવે તો હું બેંકમાં પટાવાળો છું. મારું પણ કાંઈક લખો ને! ભાઈ સાહેબ!'

'અને હું? મારું તમે કયારે આપવાના છો? ઇ. સ. ૧૯૨૪ની સાલથી હું તમારી પાછળ ભટકું છું એ તમને ખબર છે? તે પછી તો તમે દિલ્હી—આગ્રા પણ જોઈ લીધાં! હવે મને કયારે આલેખવાના છો? હું તો ભારતની ભાગ્યવિધાતા, પૃથ્વીરાજની પ્રેયસી, સંયુક્તા, તમે મને પણ લટકાવો? સોલંકી યુગમાં ફરતા ફરતા તમે ભોળા ભીમદેવ સુધી આવો ત્યાં સુધી મારે લટકયા જ કરવું એમ??'

'અને મારું શું? તમે મારી નોંધ કરી છે એ તમને ખબર છે? અકબરી જમાનાનો દસવંત ચિતારો—એ હું! હું છું તો ભીસ્તીનો છોકરો, પણ તમે મને આજ દિવસ સુધી પૂરી રાખ્યો છે તેનું શું? કાં મને આલેખો—નહિ તો છુટ્ટો કરો!,

'એ બધા તો ઠીક, તમારા જૂના દોસ્તો છે, પણ હમણાં હમણાં તમે મને સિંધની રેતરણના મારા ખાડામાંથી ખાંખાંખોળાં કરીને ગોતી કાઢયો છે—પહેલો મને જ પ્રગટ કરો ને! હું સોમનાથના પૂજારીનો છોકરો! મારું કોઈ નામ જ મળે નહિ, પણ મેં લીધેલું વેર તો ગર્જનકના દરવાજા સુધી પાછળ પડયું હતું એ ખબર છે? આ તમારો જમાનો પણ મને જ પહેલો માગે છે! મને—સોમનાથના પૂજારીના છોકરાને!'

'અને હું—હું તમારી પણ, પ્રિયમાં પ્રિય નારી-

મૂર્તિ--આમ્રપાલી! મારું શું? મને લટકાવી રાખીને ચૌલાને પ્રગટાવી એ ન્યાય ક્યાંનો?'

કોઈને જવાબ આપવાનો મારો પ્રયાસ જ નિષ્ફળ હતો. કોઈ કાંઈ સાંભળે તેમ હતું જ નહિ! એક પછી એક અવાજ મારે જ અનુભવવાના હતા.

'અઢારસો સત્તાવનના કુંવરસિંહને ભૂલી જઈને તમે આવા નારીમોહમાં પડશો એ મને ખબર હોત તો હું તમારી પાસે આવત જ નહિ ને!'

'અરે! પણ, પ્રિયજનો! હું તમને સૌને યથાશક્તિ...'

મારી બોલી તો અધૂરી જ પડી રહી.

'એ બધું ઠીક, પણ રુદ્રમહાલયના ભવ્યસ્વપ્નનો સર્જક હું. સર્વશ્રેષ્ઠ ગુજરાતી—જયસિંહદેવ સિદ્ધરાજ! હું પણ રાહ જોતો ઊભો રહું એ ન્યાય ક્યાંનો? મારા વિના તો ગુજરાતનું ભવ્ય સ્વપ્ન—'

'અરે! મહારાજ! મહારાજ!...' મેં બે હાથ જોડ્યા, પણ ત્યાં તો બીજા અવાજ ઊઠ્યા.

'જુઓ, આ તમારી ઇતિહાસકથાઓમાં અમને ભૂલતા નહિ, અમને ગુજરાતણોને! મંજુલાને, મુક્તાને, મોહિનીને, મંજુકેશીને, સુકેશીને, સુહાસિનીને અને બીજી અનેકને. અમને ભૂલશો તો અમે તમને ભૂલી જઈશું. નારી વિનાની નવલકથાનો જન્મ જ ક્યાં છે? એક તો સરજાવો અમારા વિનાની! નવલિકા કદાચ અમારા વિનાની હોઈ શકે પણ નવલકથાપ્રયોગ કરી જુઓને! ખબર પડે! જાણે લૂણ વિનાની રસોઈ જ તો!

'અરે! દેવીઓ પાહિમામ્! પાહિમામ્! તમારા વિનાનો સંસાર સરજવાની, ખુદ બ્રહ્મદેવ જેવાની હિમ્મત ચાલી નથી તો હું કોણ? મંજુલાઓ, મુક્તાઓ, મોહિનીઓ, હું તમને કોઈને ભૂલું તેમ નથી. તમે છો તો ગુજરાત છે, અને નવલકથાઓ પણ છે. પણ હું શું કરું? મને જરાક શ્વાસ: લેવાનો વખત. .'

'પણ. . .' કાન પાસે રણકો સંભળાતાં હું બોલતો જ બંધ થઈ ગયો :

'એ મંજુલા—ફંજુલામાં મને ભૂલતા નહિ હો! હું રૂખડી. હું નીચલા થરની. તમને પહેલી કીર્તિ અમારા જેવા પાસેથી મળી છે એ ખબર છે નાં? રૂખડી ભૂતડી ને ચોથડીમાંથી. અને તમે ભૂલો તોપણ અમે હવે તમને રેઢા મેલીએ તેમ નથી. તમારે તો તરત દોટ દેવી છે વૈશાલીમાં! પણ પેલાં આ ગેમલપર ને સરવરિયું ને ખડિયું ને ચીભડિયા, થોરડી ને ભાંડેર એવું એવું સંભારો!'

પણ હવે તો મને જવાબ દેવાનો જ સમય રહ્યો નહિ. એક પછી એક, ઇતિહાસમાંથી, કલ્પનામાંથી, પરિચયમાંથી, પ્રસંગોમાંથી, નોંધપોથીઓમાંથી, વર્તમાનપત્રની કાપલીઓમાંથી, મુસાફરીમિત્રોમાંથી, એક પછી એક વ્યક્તિ ઊભી જ થાવા માંડી :

'અને હું...'

'અને હું...'

'મને—પહેલાં મને'

'પહેલો તો હું જ'

એવા એવા સ્વરોથી આખું આકાશ છવાઇ ગયું.

'સજ્જનો અને સન્નારીઓ...' મેં બોલવા પ્રયત્ન કર્યો.

'અરે! આ કોઈ પરિષદ નથી. આંહીં તો અમે છીએ, તમારા વર્ષોના મિત્રો, સ્વજનો જેવા—આંહીં કોઈ સજ્જન પણ નથી, ને સન્નારી પણ નથી. આંહીં તો છે આ ખાંટ રાઘવો, અલીડો પિંજારો, રાણકી કોળણ, બકાલ નરછી...'

'પણ હું એક તમારી પરિષદ જ ભરવા માંગું છું. મારે તમને બે બોલ કહેવા છે. ને તમારા બે બોલ સાંભળવા છે. મારે તમને કેટલાંકને સરજવાં? તમે હવે થોડાંક બીજે સીધાવો.'

'એટલે? આટલાં વર્ષે? બીજે જવાનું એમ? એ નહિ બને! બીજા ઘણાએ મને બનાવી છે. કેટલાકે મને ઓળખી નથી. અને કેટલાકને મેં ઓળખ્યા નથી. એનું શું? મારે પ્રગટ થવું છે!' સંયુક્તાએ કહ્યું.

'અને હું પણ નહિ. મને ઘડનારાઓએ મને જાણે એક રિસાળ નમાલો છોકરો ઘડ્યો છે! કેમ જાણે હું દોઢ ગામનો ગરાશિયો હોઉં ને કામદાર ભણાવે એટલું જ ભણતો હોઉં! મારું અવંતીનાથનું તો બિરુદ હવે લજવાય છે!' મહારાજ જયસિંહદેવ સિદ્ધરાજે કહ્યું.

'અને હું? હું હવે બીજે જાઉં? મારે તો તમે મને 'આત્માના આંસુ'માં જે સજીવનતા આપી હતી એ પ્રાણુહવા તમારી પાસેથી જોઇએ છીએ!' આમ્રપાલી બોલી.

'અને અમારે પણ..' રૂખડીએ કહ્યું.

'અને અમારે પણ..' શિવુભાગોર બોલ્યો.

'પણ હું તમને બધાને...'

'તમે જ લખ્યું છે ને' રુદ્રશરણે કહ્યું. 'બાલ્ઝાકની સૃષ્ટિમાં બે હજાર પાત્રો હતાં . . .!'

'પણ એ બાલ્ઝાક હતો; હું તો બ્રાહ્મણ; એવી વાતો આંહીં ગુજરાતમાં તમારે ન કરવી. આંહીં તો આ તમને બોલાવ્યાં છે, એ પણ એક અંગ્રેજી લખાણને આધારે, એનું શું? તે પહેલાં મુનશીએ તમને બોલાવ્યાં હતાં એ પણ ત્યાંથી જ, જ્યાંથી આ હું ઉપાડી આવ્યો. એક લેખકે, નવલકથાના પાંચ છ પાત્રો, કોઈ લેખકની શોધમાં પડયાં છે, એવું એવું લખ્યું છે, એનો પણ આધાર મળી ગયો. આમાં બાલ્ઝાકનાં બે હજાર પાત્રો તો કયાંથી ઊભાં થાય બોલો જોઇ? પણ હવે તમે સૌ એમ કરો—પહેલાં આ ઉતાવળિયાં ક્યારનાં રાહ જુએ છે નાનકડાં, એમને આવી જવા દો. પછી પાછો તમારો વારો. આ શિવુભા ગોર બિચારા ઉતાવળા થાય છે. એમને બીક છે કે એ રહ્યા એક નાનકડા ગામના પંતુજી, તે કયાંક ઠેબે ચડી જાશે. પહેલાં એની વાત આપણે સૌ સાંભળો બોલો તો શિવુભા, તમારી વાત ઉપાડો.

# શિવુભા

**ચીભડિયા** ગામની સીમ પૂરી થાય ને થોરડી ગામનાં ખેતર દેખાય ત્યાં સુધી મારી મા મને વળાવી જાતી. નાનકડું ધોતિયું, ભરેલી ટોપી, હાથમાં એકડો ઘૂંટી ઘૂંટીને ભુક્કા કાઢી નાખેલી મારી પાટી. હું દોઢ માઇલ હમેશાં ભણવા જાઉં. સવારે જાઉં ને સાંજે આવું. બપોરે રોટલો મારા કાકાને ત્યાં ખાઇ લઉં. મન તો એવું ઘર આંગણે ચોટયું હોય! કાકી તો છાશે ય આપે નહિ ને! પણ કહું કોને? મારી ઉમ્મર પણ કેવડી? પાંચ વરસની. ત્યારનું મને મન હતું કે મારે મારા ગામમાં જ એક નિશાળ વહેલે મોડે કાઢવી કાઢવી ને કાઢવી. મોટો થાઉં એટલી વાર!

પણ ગામ અમારું હતું દરબારી સૈયારું. આઠ દસ તો દરબાર. કોઇ એક ધણી જ મળે નહિ! વસ્તી ઓગણીસસો માણસની ને દરબાર દસ. બસો માણસો ને એક દરબાર! આવી એ ગામડાની રચના. એમાં કોઈ દી કોઈ નિશાળ થાવા જ દે નહિ ને! એટલે નિશાળ માટેની પેરવી કરવા કોઈક આવી ચડે, તો માળા એ વખતે દસે દરબાર ભેગા

થઈ જાય. નહિતર રોજ લડતા હોય ! પછી તો દસ દી સુધી–ઉપર ઘીનું જ તો ! જમાનો પણ રૂપિયા અઢી શેર ઘી–લીલી ઝાંય વાળું –એવો.

સાહેબ ઘણાખરા બ્રાહ્મણ–લાડુભક્ત ! દસ દી ઝાપટી જાય. દોઢ શેર બશેર વજન વધારતા જાય ને ડબરો ભરી જાય એ નફામાં. શેરો મારે કે ગામમાં ત્રણ છોકરાં પણ થાય તેમ નથી ! એ તો દોઢ માઇલ નિશાળ આઘે છે, ને ગામ લોકનાં સગાંવહાલાં ત્યાં છે, એટલે છોકરાંને પરબારાં ખાવા માટે ત્યાં મોકલી દે છે ! બાકી ભણવામાં આંહીંનું કાંટિયું વરણ ઘણાંખરા મીંડું ! '

એમ ને એમ હાલ્યું ઇ તો. આ સરકારે રાજ કર્યું એ પણ કાગળ વડે, ને ખોયું ત્યારે એ પણ કાગળ વડે ! તુમારનું ને કાગળનું તો સરકારમાં બહુ જોર. તુમારિયા પાર વિનાના થયા. પણ ચીભડિયા ગામમાં નિશાળ ન આવી તે ન આવી !

હું ભણી આવ્યો. મોટો માસ્તર થઈને આવ્યો. પણ કોઈ દરબાર ડગે–એ તો ન ભૂતો ન ભવિષ્યતિ. મેં કહ્યું: ' બાપુ ! એક નિશાળ આપણા ગામમાં હોય તો સારું ! હું જ આહીં રહુ ! '

' અરે જાવ રે ! માસ્તર ! એવી નાખી દેવા જેવી વાત અમને શું તમે શિખવાડતા'તા ? અમારે ગામમાં ઈ લફરું નો જોઈ બા ! એના કરતાં ભલે નિશાળનો સા'બ ચાર દી લાડવા ખાઇ જાતો. બ્રામણનો છોકરો તો છે ! '

કોઈએ મારું માન્યું નહિ. મારી નોકરી તો બીજે હતી. હું રજા ઉપર આવું ત્યારે સમજાવવાની મહેનત કરું

પણ કોઈ એકના બે થાય નહિ.

હું તો મારા ગામડાની બીજી શી સેવા કરવાનો હતો? આટલી સેવા કરવા મથામણ કરી, પણ કોઈ હોંકારો જ ભણે નહિ ને! થાકી ગયો.

ત્યાર પછી મેં તો ચોરે છોકરાંને ભેગાં કરીને ભણાવવાનું શરૂ કર્યું. છોકરાં પણ આવવા માંડયાં. કોક કોક દી પઇ પઈ વાળી પેલી રંગીન ગોળી પણ એમને આપું!

દરબારો કહે: 'ભલેને ખુવાર થાતો બ્રમણ! આંહીં ચીભડિયામાં નિશાળ નો થાય તે નો થાય! દારૂ ગાળવાની ભઠ્ઠી કરવી હોય તો અમે કરી દઈએ. બાકી આ વાતમાં તો આ બિચારો શિવુભા ગાંઠનું ગોપીચંદન ખોવાનો છે!'

મને પણ લગની લાગી. એક આટલી તો મારા ગામની સેવા કરતો જાઉં! બીજું કાંઈ ન બને તો કાંઇ નહિ!

અંતે બહુ બહુ મહેનતે માંડ માંડ એક સાહેબને કાંઇક સદ્‌બુદ્ધિ સૂજી તે, એણે સાત રૂપિયાની જગ્યા કાઢી. ચોરે નિશાળ બેસે, એમ નક્કી કર્યું!

પણ સાત રૂપિયામાં કોઈ પરગામનો માસ્તર જ આવ્યો નહિ. આવે તો કોઇ ખોરડું રહેવા આપે નહિ. દરબારો તો કાખલી કૂટવા માંડ્યા કે 'લ્યો! કાઢો નિશાળ! આ ગામ તે ભણતું હશે?'

છેવટે મેં મારી દસ રૂપિયાની નોકરીમાંથી આંહી સાત રૂપિયામાં આવવાનું કબૂલ કર્યું!

એમાં ભોગ તો ત્રણ રૂપિયાનો હતો. પણ ગવર્નર કોઈ ૭૨૦૦ ના ૪૮૦૦ લેવા બહાર પડે, તો વર્તમાનપત્રો

જે હેડીંગ કરે, તે મને શિવુભા પંતુજીને, ક્યાં જોવા મળવાનું હતું ? હું તો મારાથી થઈ શકે એટલી વધારેમાં વધારે જાતઘસણી કરી છૂટયો. ત્રીજા ભાગનો પગાર મેં ગુમાવ્યો. ઘરવાળાનાં મેણાં ટોણાં મળ્યાં તે જુદાં! ગામ લોકો તો સલામ કરે ને બહુ થાય તો બે હાથ જોડીને જે જે કરે.

પણ દરબાર સૌ પામી ગયા કે આ મારે બેટે શિવુભાએ ભારે લફરું ખોસ્યું !

હું તો એમની કસુંબા કોટડીમાં મળવા પણ ગયો. મારે એમ કે સા ખીજાશે—પણ ના, કોણ જાણે કેમ, કોઇએ કાંઈ કહ્યું જ નહિ ને! સૌએ આવકાર દીધો! મેં મનમાં કીધું, ચાલો, સારું થયું. આ સૌએ માથે પડયું નભાવી લેવાની વૃત્તિ દાખવી એટલે હવે નિરાંતે રહેવાશે તો ખરું.

ચોરે બેસીને હું તો માંડયો ભણાવવા. થોડા વખતમ તો અમારું ચીભડિયું ગામ એટલા પંથકમાં પ્રખ્યાતિ પામ્યું. અમે આંકની પાટ લઈએ, લેખાં પૂછીએ, મેં તો વળી મોટા છોકરાવમાં, સામસામા કોયડા નખાવવાનું શરૂ કર્યું, એટલે ગામનાં માણસ એ જોવા ભેગાં થાય! એમ કરતાં કરતાં તો છોકરાં, દેખાદેખાથી, કોળી, ખાંટ, આયર, વાઘરી સૌનાં આવવા માંડયાં. ને સંખ્યા પણ વધી.

એટલામાં યોગાનુયોગ એક સાહેબ પણ ઠીક આવી ગયો. એ ચીમડિયાની નિશાળ જોવા આવ્યો, ને નિશાળને કાયમની કરી દીધી! પગાર પણ દસ કર્યો.

પણ મારા મનને બીક હતી કે, હવે આ દરબાર કાં

તો મને ભેગા થઈને કાઢશે, પણ ના, એ તો સૌ જાણે મૂંગા જ રહ્યા.

પછી તો ચીભડિયાની નિશાળનું વજન વધ્યું. બહારગામનાં છોકરાં પણ ત્યાં આવવા માંડયાં. મને તો આનંદ થયો. મારે હાથે એક કામ થયાનો ઊંડો સંતોષ મળ્યો.

પણ જો હું ગામ છોડું તો નિશાળ તરત બંધ થાય તેમ હતું. એટલે મેં તો બીજે દસ બાર ને પંદર જાતા કરીને, પણ આંહીં જ દસ રૂપિયામાં મુકામ રાખ્યો. ગામ આખું મારાં વખાણ કરે. પણ કોઈ કંઈ પરખાવે એ વાતમાં કાંઈ માલ ન મળે!

એવામાં તો અમારી જગ્યાના પણ પંદર થવાની મહાન યોજના આવી!

લાખે લેખાં ગણનારી સરકાર, નિશાળમાં દસના અગિયાર થાય, એને–એ વખતે ભવ્ય મોટી યોજના ગણતી! અને હજી પણ શું બગડી ગયું છે? સૌ સમજે છે કે, ભણતરમાં આ મારા બેટા પંતુજીઓને, ખૂબ ચડાવવા ને બાકી તો ભંગીની સાથે જ રાખવા! ગવર્નર જનરલથી દોઢસાંતીના ગરાસિયા સુધી આ જ પ્રમાણે બધા તે વખતે વરતતા, અને હમણાં પણ વરતે છે!

આ યોજનાને તોડી પાડવી એમ દરબારોએ નિશ્ચય કર્યો. એ યોજનાને પાર ઉતારવી એમ મેં નિશ્ચય કર્યો.

દરબારોએ એક જુક્તિ ગોઠવી. એક કોઈ એમનો ખટપટી કામદાર મળી ગયો, એણે બતાવ્યું કે, પાસેનાં ગામડે જ્યારે સાહેબ પરીક્ષા લેવા આવે, ત્યારે આપણે એને ચુપચુપ આંહીં બોલાવી લાવવા. ને તે દી ચોરામાં

કોઈ છોકરું ફરકે નહિ એવુ કરી મૂકવું. એટલે નિશાળ બંધ! કહેવું કે નામ ખોટાં, હાજરી ખોટી ને માસ્તર આંહીના છે ને ખસવું નથી આંહીથી, એટલે આ ધંધો આદર્યો છે. સૌને એ વાત ગમી ગઈ.

એક દિવસ હું તો સાંજે વાઘરોળા ગામે ભવાઈ હતી તે જોવા જતો'તો, ત્યાં રસ્તામાં જ વાઘરોળાના બે પટલીયા મળી ગયા.

'જે જે ગુરુદેવ!' કરતા કને ઊભા રહ્યાઃ 'આ તમારી કોર આવતા'તા, ત્યાં ઠીક થયું, તમે જ મળી ગયા. અમારો મનજી, ને દિવાળી ને નથુ ને ભગલો હમણાં બે ચાર દી નહિ આવે!'

'કેમ? એક હારે ચારે જણા? કાંઈ છે?'

'તમને ક્યાં ખબર નથી માબાપ! તે અમને પૂછો છો?'

'તો ય પણ?'

'આ સાંભળ્યું છે કે છોકરાંવને બોજા ઉપાડી જાય છે?'

'કોણે કહ્યું?'

'આ આણી કોર બે દી થ્યાં ઊડયું છે!'

'ના ના, સાવ ખોટી વાત. કોણે આ ગપ હાંકયું છે?'

'આ ભગવાનજી કામદાર ને સૌએ આણીકોર બધે કે'વરાવી દીધું છે. હમણાં તમારે ત્યાં કોરૂંધાક બે પાંચ દી સમજો ને!'

મને મનમાં એક ત્વરિત વિચાર આવી ગયો. મારું

બેટું ! સાહેબ હમણાં આટલામાં છે, ને આ વાત, એની વચ્ચે કાંઈ મેળ તો નહિ હોય ? અને વાતે ય એવી વે'તી મૂકી છે કે, કોઈ કોઈને પૂછે જ નહિ ને ! અને અંદર અંદર ધ્રૂજયા કરે !

મેં તો તરત જ એનું ભેંડાણ માપી લીધું. પટેલીયા બન્નેને હારે ઉપાડયા : ' અરે ! તમે કાંઈ સમજો નહિ ને ભલા માણસ, આ તો કામદારની રમત છે, એને નિશાળ ઉખેડી નાખવી છે. હાલો, મારી ભેગા, આપણે ગામડે ગામડે કહેવરાવી દઈએ કે કાલે સા'બ આવવાના છે, ને પતાસાં વહેંચવાનાં છે !'

' પણ પતાસાં ? '

' પતાસાં ભેગાં થઈ જાશે—તમે હાલોને, મારી ભેગા ! '

બીજે દી દરબારની ડેલી ઉપર મેં નજર કરી. આઠ દસ દરબાર બેઠા'તા. હું ત્યાંથી નીકળ્યો.

' કાં ? આવોને માહતર ! આજ તો બહુ વે'લાં ઘોડાં જોડયાં છે ! '

' શું કરે ભૈ ! એમને આ પારકી પંજોસણ સાચવવાની ને ! ' કામદાર ભગવાનજીએ મીઠી વાણીમાં કહ્યું. પણ એની આંખમાં બેઠેલી ઠંડી મશ્કરી દેખાતી હતી. મને ધરપત થઈ કે ના, મેં જે કર્યું છે તે છે તો બરાબર !

નવ વાગ્યા ને સાહેબનો સગરામ સીમમાં દેખાણો. એક છોકરા જાસૂસે ઘોડીને ખબર આપ્યા. સાહેબે કાંઈ ચાઠીચપાટી તો મોકલાવી જ ન હતી. છોકરા બહાર ગામના તો હજી બહુ આવ્યા નો'તા, ને ગામના પણ થોડાક તો આડાઅવળા થઈ ગયા'તા. પણ મેં તો તરત આખા

ગામમાં મારું સૈન્ય છૂટું મૂકી દીધું : 'હાલો! સા'બ આવ્યા છે. ને નિશાળમાં પતાસાં વહેંચે છે! ઘોડા! હાલો!'

સૈન્યે સૈન્યનું કામ બરાબર કર્યું.

સાહેબ આવ્યા, ત્યાં તો નિશાળ હકડેઠઠ હાલે! દરબાર એક બે, ચોરે ખાસ આંટા મારી ગયા, તે મનમાં ને મનમાં ઘા ખાઈ ગયા : 'મારો બેટો! એક આ માથાનો મળ્યો!' દરબાર જીવુભાએ તો બે વેણુ મને કહ્યાં પણ ખરાં. પણ ગમે તેમ મેં નિશાળ તો ટકાવી દીધી. જગ્યા પંદરની થઈ. એક પાંચનો આસિસ્ટંટ પણ મળ્યો. પણ અમારા ગામડાંના વેર અમારી અનોખી રીતે લેવાય છે. મારા ઉપર જે વીતી એ હું તમને શી રીતે કહું?'

શિવુભાનો સાદ ઝળઝળો થઈ ગયો. તે અવાક્ જેવો ત્યાં ઊભો જ રહી ગયો. હું તો એની સામે જોઈ જ રહ્યો, પણ મૂંગી વેદનાનો અવતાર હોય તેમ શિવુભા તો બોલતો બંધ થઈ ગયો હતો. તેણે લાંબો હાથ કરી એક તરફ નિશાની કરી, તો ત્યાં એક નવું દૃશ્ય દેખાયું. શિવુભા પોતે જાણે કે અદૃશ્ય થઈ ગયો હતો. દૃશ્યમાં દરબારોનો કસુંબા દરબાર દેખાયો. આ નવા દૃશ્યમાં પહેલાં તો અંદરોઅંદર દરબારો ગોષ્ટિ કરી રહ્યા હતા એ સંભળાયું :

'જીવુભા! ભા! એમ તીખાં વેણુ માહતરને નો કઈ. આ ભગવાન કામદારે કહ્યું ઈ બરાબર છે. ઘા તો આ કહુંબાનો મારો, કે મારો બેટો, સાત જનમારા, આપણને સંભારે!'

'ભા! સાચી કહી છે ભાવુભાએ. ઘા મારતાં આવડવા જોઈએ. તીખું વેણુ આપણા મોંમાં નો શોભે!'

'હા ! બાપુ ! હા. વેણુ કાઢો તો વાત ડોળાય ને તો કાગળિયું થાય. પણ કસુંબાનું કાંઈ કાગળિયું થાય છે ? જૂઓને, કાં તો આ બાજુ આવતો લાગે છે. એને મારા બેટાને આપણામાં ભળીને પછી પગ પહોળા કરવા છે. આ નિશાળ ઘાલી. એક વળી નાનકડું બચુ માસ્તરનું લફરું પણ આવ્યું ! પછી આવશે મકાનનું લફરું. આને ટાળવાનું કરો. નકર મારો બેટો પેધી જાશે ? પણ આ વખતે હવે એવો ટાળી દ્યો કે બેડો જ નો થાય !' કામદાર બોલ્યા.

'પણ કોણ પે'લ કરશે !?

'જીવુભા જ કરે, તીખાં વેણ ઇ બોલ્યા'તા ભા ! હવે માહતરને એક જરાક કહુંબો કરાવે તો બેયને મનમેળ થાય ! પછી તો વાટકી વાટકીનું કામ કરશે. આ તો નાગ-રાજનું વરદાન છે ભા ! એક વખત જીભે ચડ્યું હોય તો'ય મણીધરનો નશો !'

કોઇક દરબાર જુકિત કરી રહ્યો હતો.

એટલામાં પાછો શિવુભા દેખાણો. એ આ બાજુ દરબારના કસુંબાડાયરા તરફ આવી રહ્યો હતો.

થોડીવારમાં તો શિવુભાને આ કસુંબા દરબારમાં સૌ તાણુ ઉપર તાણુ કરી રહ્યા હતા.. 'થોડોક ભા ! આપણે મનમેળ થઈ ગયો છે, એમ બતાવવા ! બસ, આટ-લો જ ભા !'

બે પળ તદ્દન શાંતિ રહી. પાછું દૃશ્ય બદલાયું. હવે શિવુભા ઘર આંગણે બેઠો હતો. શરીર એનું નખાઇ ગયું હતું. વહુને કહી રહ્યો તો, 'ક્યાંકથી થોડુંક પેદા કર. એક મગની ફાડ જેટલું ! કોઈ રીતે રે'વાતું નથી ! અરે ભગ-

વાન ! મને ક્યાં કમત સૂઝી ! ગામને ભણાવવાની !'

દરબારની કસુંબા જુક્તિએ એને હતો ન હતો કરી નાખ્યો હતો.

એનાં બે ત્રણ છોકરાં, નિર્માલ્ય જેવાં, ઓશરીની કોરે બેસીને મા સામે જોઈ રહ્યાં હતાં.

અને માની આંખમાંથી ડબક ડબક આંસુ પડતાં હતાં. 'પણ તમને આ મારા પીટયાઓએ આ બંધાણ લાગુ પાડી દીધું ને તમારા ઉપર એમ વેર લીધું ! હવે ઘરમાં આ એક તાંસળી રહી છે વેચવાની !'

એ જ દશ્યમાં પ્રયત્ન કરતો દેખાય છે, શિવુભા, પોતાના બંધનથી પોતે મુક્ત થવાનો, પણ બંધાણ અફીણનું, જેમ જેમ છોડવા પ્રયત્ન કરે છે તેમ તેમ વધારે ને વધારે શરીર નખાતું જાય છે !

એ જ વખતે કિલ્લોલ કરતા દરબારો, દરબારી નિશાળના ખંડેર ઉપર, નજર માંડીને બેઠેલા દેખાય છે.

એક પણ છોકરો હવે ત્યાં દેખાતો નથી. ગામનાં છોકરાં સવારમાં રોટલા બાંધી બાંધીને પડખેને ગામડે ભણવા જાય છે. ગામ આખું વાત કરે છે. 'શિવુભાએ પણ મફતનું મોટા હારે વેર બાંધ્યું !'

શિવુભાની મૂંગી વેદના, ઝાંખા પડતા સૂર્યાસ્તમાં ભળી જાય છે.

એક ઘડીભર ત્યાં શોક ઘેરી શાંતિ છવાઇ રહે છે. થોડીવારમાં તરત બીજું દશ્ય બદલાય છે.

# મનની મોજ

એક પળ અને એક ડગુમગુ ચાલતું ટટ્ટુ દેખાય છે. એની બન્ને બાજુએ ડુંગળી, ગાજર, મૂળા, વંત્યાક, બટાકાની ગાંસડીઓ લટકે છે. મેલી, ટૂંકી, ધોતડી, જાડું બગસરાશાઈ લહાનું પેરણ, ઉપર વીંટેલો ફાળિયાનો કટકો, ને હાથમાં આવળની સોટી લઈને એની પાછળ ધીમે ધીમે આવતો એક માણસ નજરે પડે છે.

'મને ઓળખ્યો? હું નરસીં બકાલ!

પણ હું મારી વાત કહું એના કરતાં એ વાત કહેવાય એ મને વધારે ગમે. મારે પણ એક જીવન હતું, તમારા જેવું જ. તમારા જેવો જ હું પણ જીવતો, જાગતો બોલતો ચાલતો માણસ હતો. મેં પણ સુખઃદુખ, વેદના, યાતના, આશા, નિરાશા ભોગવ્યાં હતાં. પોતે પોતાની વાત બીજાને મોંએ સાંભળવી એ પણ એક અનેરો આનંદ છે.'

આટલું બોલીને નરસીં બકાલ અદૃશ્ય થઈ ગયો. એની આખી વાત આ રહી.

[ ૧ ]

નરસિંહ કે નૃસિંહ—ખરી રીતે તો આસપાસના ગામડામાં ખૂબ જાણીતો થયેલો શબ્દ નરશીં—અને ઘણી વખત તો 'નરશી'માંથી અપભ્રંશ થઈને બની જતો 'નરછો' બકાલ એકલો, પોતાના અડિયલ ટટ્ટુ સાથે, રસ્તો કાપી રહ્યો હતો, ટટ્ટુ સાથે, ટટ્ટુ ઉપર નહિ. કારણ કે ઉપર બેસવાનો હક્ક ગાજરમૂળાને માટે અનામત જેવો હતો. એને કે એના ટટ્ટુને આ રસ્તો કાંઈ નવો ન હતો. રવિવારે સૂરજ ઊગ્યા વિના રહે તો, નરસિંહ આસપાસના ગામડાંની 'વિઝીટ' માર્યા વિના રહે.

નરસિંહ આ સઘળાં ગામડાઓમાં બકાલું વેચવા જતો. દર રવિવારે પોતાના ટટ્ટુ ઉપર બકાલાની પોટલીઓ લટકાવી, બકાલું થોડું હોય તો કોઈ વખત માથે બેસીને, નહિતર ટટ્ટુને દોરતો, આ રસ્તે એ નીકળતો ને ગામડાઓમાં ફરીફરી બકાલું વેચી, જાર, બાજરો. ચોળા, કપાસ, મગ, અડદ, કળશી એમ જુદી જુદી ધાન્યસામગ્રી લઈને બીજે દિવસે ઘેર પહોંચી જતો. રાત ગમે તે ગામડામાં ગાળી લેતો.

આજે એ જ રીતે એ ચાલી રહ્યો હતો. જે રસ્તા ઉપર એણે જુવાનીમાં, દાણાના વેપારી, પછી રૂના વેપારી, છેવટે જીનના માલિક થવાનાં, સ્વપ્નાં સેવ્યાં હતાં, તે જ રસ્તા ઉપર, દિવસોના અનુભવ પછી ડાહ્યા બનેલા બન્ને—નરસીં બકાલ અને એનું ટટ્ટુ—પોતેપોતાની હમેશની ચાલે આજે ચાલી રહ્યાં હતાં. એમને ઉતાવળ કરવાની જરૂર જણાતી ન હતી. તેમ જ છેક ધીમે ચાલીને અંધારામાં ઠેબાં ખાવાની

પણ ઇચ્છા ન હતી. એટલે બન્ને એમના નિયમ પ્રમાણે જ ચાલી રહ્યાં હતાં. નરસિંહે, ઘોડાની લગામ પણ ડોક ઉપર નાખી દીધી હતી. હાંક્યા વિના ચાલે એટલી જ ચાલ ઉપર સંતોષ માનીને એ પોતે કાંઈક વિચારમાં ને વિચારમાં મગ્ન, એની પાછળ ચાલી રહ્યો હતો.

એટલામાં નગરપરાની સીમનાં ઝાડ દેખાયાં. નગરપરાથી ત્રણ માઇલ રાજપરા. અને રાજપરાથી ત્રણ માઇલ ભાંડેર. ભાંડેરમાં રાત ગાળી, બીજે દિવસે રોટલાટાણે સવારમાં પોતાને ગામ—સનાળીયા—પહોંચવાનો આજે એને અચાનક વિચાર આવી ગયો. ને કોણ જાણે કેમ એનાં પગલામાં પણ ઉતાવળ આવી.

ભાંડેરમાં રાત ગાળવી છે, એ વિચારે તેને પ્રેર્યો હોય કે ગમે તેમ, તેણે પોતાના ટટ્ટુને લગામ ઝાલીને જરાક ઉતાવળે દોર્યું. તેના આ વર્તનથી આશ્ચર્ય પામ્યું હોય તેમ ટટ્ટુ પહેલાં તો ઊભું રહ્યું. નરસિંહે પોતાને કોઈ દિવસ આ પ્રમાણે ઉતાવળે ચાલવાનું કહ્યું હોય, એવું એની સ્મૃતિમાં હતું નહિ. ખરી રીતે એ અને એનો માલિક ધીમા ચાલવા માટે જ નિર્માણ થયાં હતાં. આજે જ કોણ જાણે ક્યાંથી નરસિંહની રગમાં ઉતાવળ આવી બેઠી હોય તેમ એને લાગ્યું.

અને પોતે જ્યારે ઊભું રહ્યું અને નરસિંહે આવળની સોટી લગાવી, ત્યારે તો એ પામી જ ગયું કે, કહો ન કહો, પણ ડોસાનું કાંઇક ફટક્યું લાગે છે!

ડોસો તો નરસિંહને કહેવો હોય તો ભલે, બાકી ખરી રીતે એને હવે જરાક અવસ્થા જણાતી હતી.

[ ૨ ]

આ બકાલ નરસિંહની જુવાની જોનારા તો એને જાણી પણ શકે નહિ! એક વખતે એ હરેડ જુગારી હતો. મોટો થયો ત્યારે એણે જુગાર છોડયો—પણ પછી જીવનમાં એકધારા નિયમિત ધોરણ ઉપર ચાલવું એ એને હંમેશાં આકરું લાગવા માંડયું! બાર વરસનો હતો ત્યારે જ એ ઝમકુડીની સાથે પરણ્યો હતો. એને પરણવું પડયું હતું. ત્યાર પછી થોડે વર્ષે માબાપ મરણ પામ્યાં—અને નરસિંહનું હવે ચાલત તો એ ઝમકુને કે કોઈને પરણત જ નહિ ને! એણે રખડુજીવનનો સ્વાદ ચાખ્યો હતો. અને એને ખબર હતી કે પરણવાથી, જીવનને ઘણો વસારો વેઠવો પડે છે. આવી એની ફિલસૂફી એ કોઈ માનસશાસ્ત્રના સિદ્ધાંતમાંથી તારવેલી ન હતી—પણ માબાપ વિનાના રખડુ છોકરાઓમાં પરિસ્થતિને લીધે આવતી હોંશિયારી અને ઉછ્રૂંખલતા એ બન્નેના મેળમાંથી એ જન્મેલી હતી. પણ ઝમકુડી એને કાંઇ, એની ફિલસુફી માટે છોડી દે તેવી ન હતી. એ તો એને વળગી. ઝમકુડી સાથે સ્થિર થયા પછી પણ, થોડાંક વર્ષ સુધી નરસિંહ ઘણું-ખરું, જુગારીઓના મેળામાં રખડતો. એમાં જ્યારે તડાકો પડે ત્યારે જોઈ લ્યો એનો રંગ! એની ચાલમાં જૂદું જ જોમ રહેતું. ત્યારે એ હાલતાં ને ચાલતાં લેમન પીતો. એ રૂપિયાનું પાન બનાવવાનું કહેતો. કાં અત્તરવાળાની દુકાને પહોંચતો, અને નહિતર કોળણ કંકુડીને ત્યાં સાત આઠ મિત્રોની મિજબાની—આખી રાતની મિજબાની, તો એ અવશ્ય જમાવતો.

એ કોળણ કંકુડી હવે ભાંડેરમાં હતી. નરસિંહને એ ખબર હતી. હમણાં વર્ષો થયાં વહી રહેલા ભારનો થાક ઉતારવા માટે જતો હોય તેમ, નરસિંહ ભાંડેર તરફ આજે અચાનક જ વાળ્યો. કદાચ એ ભાંડેર જવાનો છે એની ખબર એને પોતાને પણ ન હતી !

[ ૩ ]

વર્ષો થયાં વહી રહેલો ભાર તો એટલા માટે, કે આ બકાલું—અરધોશેર કુંઘળી ને એક શેર બટેટાં, પૈસાનાં મરચાં ને અરધા પૈસાનાં ગાજર—એમાં એનો શકરવાર પાકે તેમ ન હતો. એને તો ઘણું મન હતું કે છક્કા પંચાની રમ્મત જમાવીને, એક વખત તો આસપાસનાં બાર બાર ગામને નોતરીને એકસોઆઠ પારાયણનો જે જે કાર બોલાવી દઉં ! પણ પછી કાંઈક વચને લીધે, કાંઈક ઝમકુડીના નિત્યકંકાસને લીધે, અને વધુ તો, પોતે જેને પોતાની માનીને, રાત દિ જોયા વિના સેવા કરવા ખડેપગે તૈયાર રહેતો, જેનું ઘર પોતાના જેવા જુગારીઓનું વિશ્રામસ્થાન હતું અને છતાં જેનો સાચો પ્રેમ—સાચ્ચો પ્રેમ હોઈ શકે તો—પોતે માનતો હતો કે, પોતાને જ મળ્યો હતો—એ કોળણ કંકુડીએ એ વખતે બતાવેલી ઉપેક્ષા વૃત્તિને લીધે, નરસિંહે, જુગાર છોડી દીધો, તે છોડી જ દીધો ! અને બકાલાના પૈસા આપનારા કંટાળા ભરેલા કામ ઉપર મન સ્થિર કર્યું. પણ આવા નમાલા ધંધાની ઘરેડમાં ચિત્ત પરોવી, પોતાની સઘળી આશા અને આકાંક્ષા દબાવી દઈ, જે ધંધાનો ભાર ઉપાડયો—એ ધંધાનો ભાર, હવે એને આકરો લાગે છે—એમ તો હરકોઇ જોનાર, એની ધીમી, સ્થિર,

એકધારી ચાલ, ટટ્ટુની પણ એવી જ ચાલ અને નરસિંહની નીચે નમેલી ડોક, એ ઉપરથી જ કહી શકે તેમ હતું ! હમણાં હવે ઝમકુડીનું પણ મરણ થયું હતું. એટલે તો નરસિંહને ઘર કે ધંધામાં કશામાં રસ રહ્યો ન હતો. પાછળ કોઇ હતું નહિ. તેમ હવે એના જુનવાણી જુવાન માર્ગ તરફ પાછા ફરવાનું બળ એની પાસે રહ્યું ન હતું. એટલે આ લાંબા પંથ ઉપર ધીમે ધીમે ચાલ્યાં જતાં–માનવ અને પ્રાણી–બંને જીવનની છેલ્લી પળો ખેંચી કાઢવા જાણે પ્રયત્ન કરતાં હોય એમ લાગે. આજે એ નિત્ય જીવનના, નિયમિત પંથમાં, કોળણ કંકુડીના સંસ્મરણોએ જરાક ચેતન પૂર્યું હોય તેમ નરસિંહે પોતાની ચાલ ઉતાવળી કરી.

એની નજરમાં કોળણ કંકુની મૂર્તિ ખડી થઈ ગઇ હતી ! એ મૂર્તિ–જે એણે જુગારી જીવનને છેલ્લા નમસ્કાર કર્યાં હતા ત્યારે જોઈ હતી !

[ ૪ ]

કેટલીક સ્ત્રીઓ સુંદર નથી હોતી. પણ ચાતુરી ભરેલી અજબ મીઠાશ એમનામાં હોય છે. એમનું આકર્ષણ એમના શરીરમાં એટલું નથી હોતું, જેટલું એમના સ્વભાવમાં હોય છે. આથી એ આકર્ષણ વય વધતાં વધે છે. ઘટતું નથી. જુદા જુદા સ્વભાવના અનેક જુગારીઓ પોતાને ત્યાં જાળવનારી હોવાથી કંકુડી પણ એવી બની ગઈ હતી.

કાંઇક કુદરતી રીતે, કાંઈક ધંધાને લીધે, અને કાંઈક પરિસ્થિતિને અનુરૂપ બની જવાના સ્ત્રી સ્વભાવને લીધે, એવી ત્રિવિધ તાલીમને લીધે મેળવેલી, કંકુડીની આ આકર્ષણ

શક્તિમાં, ગજબને વધારે તો એના દેહને લીધે પણ થતા હતો. નાનું, કાંઇક મિજાજી, થોડું બેશરમ લાગે એવું, રસ ભરેલું, લાડભરેલી બેદરકાર સુંદરતાના પ્રતીક જેવું એનું નાક એના ચહેરાને અનોખી રીતે શણગારી રહેતું. નરસિંહ જે સમયે સેંકડો ગૂમાવતો ને હજારો મેળવતો, એ સમયે આ ચહેરા ઉપરની એકાદ બે છુટ્ટી રખડતી લટ માટે, એ પાંચસો હજારની ન્યોછાવરી કરી નાખતો! અનેક જુગારીઓનો પોતાને ત્યાં અડો જમાવવા દેતી ખરી, પણ કોળણુ, એવી ચાલાક હતી કે, કોઇના પ્રેમમાં કોઇ દી પડી ન હતી. હા, એટલું ખરું કે તમે અખાડાના ગમે તે 'મેમ્બર'ને પૂછો તો એ એમ જ કહેવાનો કે કંકુડીને પ્રેમ મારા ઉપર છે! અને તેથી બીજાને મુકાબલે એ મને વધારે જાળવે છે. કંકુડીનો આવો લીંબુના પાણી જેવો સ્વભાવ હોવાથી અને વળી દરેકના સ્વભાવની ચાવી ઉપરાંત, પુરુષના સામાન્ય સ્વભાવની જાણકાર હોવાથી, જુગારીઓનો અખાડો ઘણા લાંબા વખત સુધી એને ત્યાં ચાલ્યો. જુગારીઓમાં મારામારી ન થઈ પડે માટે કોળણ કંકુડી પોતાના જોબનનો જામ હાથમાં ધરી રાખતી—પરંતુ એમાંથી એક ટીપું પણ કોઈને આપતી નહિ. દરેકને એમ લાગતું કે એ આખો જ જામ એનો છે; એકાદ ટીપું એને માટે નથી; એટલું છતાં આ કોળણના દિલમાં પણ, નરસિંહ પ્રત્યે ઇશ્ક ભરેલો એક નાનકડો ખૂણો અનામત હતો એમ કહેવું જોઇએ. કોઈ ન હોય ને નરસિંહ એકલો આવ્યો હોય—એવો પ્રસંગ વિરલ હતો—ત્યારે સાચા ગુલાબી અતલસના કાપડા નીચે છૂપાયલા યૌવનને, એ એવી બેદરકાર ભરેલી રીતે ઢંગધડા વિના પડી હોય તેમ

પડીને, મોહક કરી મૂકતી, કે, નરસિંહની આંખમાં દર્દ ગઝલ આવી જતી. પણ કોળણુ એ માનસને તરત પલટાવી દેવા નરસિંહને પૂછતીઃ 'કાં નરસિંહ! શું કરે છે ઝમકુડી? હવે તો સીધું ચાલે છે નાં? ઈ તો તું જ એવો છો—નફ્ફટ ને બેશીકર! બાકી ઝમકુડી તો ઝમકુડી છે!' એમ બોલીને પોતાના બે હાથથી એ નરસિંહને જરાક ધીમો પ્રેમ ભર્યો ધક્કો દેતી—જાણું આમંત્રણ આપતી હોય! પ્રેમની ભાષાની દૃષ્ટિએ, તો કંકુડી પોતાનું સઘળું છાનું દર્દ આ હાથમાં મૂકી દેતી. એ જમાનાનો નરસિંહ તે આજનો બકાલ નરસિંહ ન હતો. ખારસી તંગ ઉરબ્બ ચોરણી ઉપર, મોટું લાંબુ મલમલનું ઝીણું પહેરણ ને રેશમી કબજો પહે-રનારો, ઓડિયાં રાખી કાંસકાને ચાવીસે કલાક ઓડિયામાં જ રાખનારો, ખીસ્સામાં લટકતા ઈટાલિયન રેશમી રૂમાલ ને બસો પાંચસો રૂપિયાથી ઓછું પાસે ન રાખનારો, સુંદર રખડુ, રંગે ચડેલો, ટેકીલો અક્કડ જુવાન હતો. ને એવે કોઈ વખતે કંકુડીની નજર સાથે એની નજર મળતી, તો જાણે કુદરતી રીતે એકબીજાં એકબીજાંને માટે હોય તેમ હજારો છાની વાતો એ કરી લેતાં.

પણ બન્નેને પોતપોતાની મર્યાદાનું ભાન હતું. કંકુ-ડીને ખબર હતી કે નરસીં આમ લુટક માણુસ તરીકે ઠીક છે. બાકી એને સ્થિર કરો તો કાં એ ભાંગી પડે, કાં તમને વહેલે મોડે તગડી કાઢે. અને વધુ તો એ કે કંકુડી નરસીંના મેળની ખબર પડતાં જ માથાવઢ કજિયાની પરં-પરા ઊભી થાય! એટલે એક બીજા માટે છતાં, એક બીજાં માટે ન હતાં. એમનો પ્રેમ એમણે છાની રીતે પોતપોતાના

એકાંત ખૂણામાં મનમોજ રાખીને મનમાં ભોગવવાનો હતો. બાકી બીજી રીતે તો આ જુગારીઓના અખાડામાં જીવનમરણ ખેલની વાતો બની જતાં વાર લાગે તેમ ન હતી. કંકુડી ડરપોક ન હતી, પણ ડાહી હતી. એટલે એ સૌને જાળવતાં જાળવતાં પ્રેમમૂર્તિ નરસીં માટે એક અનોખી રીતનો પ્રેમ મનમાં ને મનમાં રાખી રહી હતી. ને નરસિંહ એ જાણતો.

[ ૫ ]

એક વખત આ ટોળામાં એક નવો ' મેમ્બર ' આવ્યો. તેના ઉસ્તાદી સ્વભાવે ને ફોજદારી કાયદાના જ્ઞાને સૌને વશ કરી લીધા. વળી એ જેલનો અનુભવ પણ લઈ આવ્યો હતો. ખોટા સિક્કા પાડવાના શકદારોમાં પણ એક વખત એ સંડોવાયો હતો. આ ટોળામાં આ કાંઈ જેવી તેવી આબરૂ ન ગણાય. એણે પોતાની બૈરીને ઘરેણાં માટે મારી હતી અને એમાંથી અકસ્માત એ મરી ગઈ હતી. છતાં એ મરણને એ કુદરતી અકસ્માતમાં ગણાવી શકયો હતો. એ જાતનો પરજીયો સોની હતો. ઈશ્કી હતો, દારુ પીતો, ભાગવતની કથા કરાવતો, અને સાધુ બ્રાહ્મણને જમાડતો. વખત મળે તો માણસને લૂંટતો ને પરબ પણ બેસારતો. એનો ઇશ્ક ધર્મ માટે હતો. અને ધર્મ ઇશ્ક માટે હતો. આ પરજીયો સોની–મોહન–આ ટોળામાં ભળ્યો, પછી પોતાની ચાલાકીથી એણે ટોળામાં ઈર્ષાનો અગ્નિ પેદા કર્યો. એક તો એ જબરો ચાલાક હતો ને જીત ઉપર જીત મેળવી શકતો; બીજું હાથનો બહુ છુટ્ટો હતો; ત્રીજું એ ધર્માદો બહુ કરતો. એટલે કોઈ મેળામાં સૌ ભેગા થાય, એમાં મોહન જ અગ્રણી હોઈ, સાધુસંત ફકીરનાં ટોળાં

એને વીંટાઈ વળતાં. સૌથી ભયંકર બીના તો એ હતી કે કંકુડીને પણ એની મોહિની લાગી હોય એમ જણાતું હતું; સૌના કરતાં નરસિંહના દિલ ઉપર એ ડાઘે ગંભીર અસર પેદા કરી.

એક વખત નરસિંહ આવ્યો ત્યારે કંકુડી એકલી હતી. નરસિંહના મન ઉપર મોહનનો ભાર તો હતો. આજે એ વાતનો ખુલાસો લેવાનો એનો નિશ્ચય હતો. એણે જોયું કે દરવખતની જેમ કંકુડી પોતાનું શરીર વધારે આકર્ષક લાગે એવો સ્વાંગ સજીને બેઠી છે.

નરસિંહે આવતાં વેંતજ પ્રશ્ન મૂક્યો: 'કંકુડી! હવે તું કાંઈ ઠઠેરો વધારતી જાય છે! કોઇને હથેળીમાં રમાડવો છે કે શું? હમણાં કાંઈ મોહનો બહુ નજરે ચડ્યો લાગે છે!'

તે દિવસે કોણજાણે કેમ કંકુડીએ મિજાજ ખોયો: 'અલ્યા! હું તે કંઈ તારી ગોલી બોલી છું કે શું? મારે વળી મોહનો શું ને તું શું?'

'કેમ મોહનો શું ને હું શું? મોહને તને કંઠી કરાવી દીધી છે, એની અમને ખબર પડી છે હો!'

'આ રહી—આ ડોકમાં—એમાં શી મોટી ખાનગી વાત હતી? ઈ તો હરમતનાં કામ છે ભેરૂ! છાતી હાલતી હોય એનાં, પૈસો કાંઈ રાંડીરાંડના હાથમાંથી છૂટતો નથી!'

'ત્યારે તો કેશવો કહેતો'તો એ સાચું લાગે છે!'

'શું કે'તો'તો કેશવો?'

'કે કંકુડી તો મોહનમાં જ લટુ થઈ ગઈ છે!'

'લટુ થાય છે મારે ભૂખરાત—આંહી તો કઈક મોહન આવ્યા ને કઈક ગયા! પણ લટુ થઈ ગઈ હોઉં

તોય એમાં કેશવાને શું? હું કાંઈ થોડી કોઇની વેચાણુ છું? મને મરજીમાં આવે ત્યાં મારું મન પાથરી દઉં! હજી સુધી તો એક તારા સારુ એને રાખ્યું છે—પણ તું—તું અલ્યા બહુ જ વહેમીલો છે! બહુ વહેમ નહિ સારો નરસી'

'ત્યારે તો તું આ સાચું બોલે છે એમ નાં?'

'તો શું ખોટું બોલું છું?'

'સારું, હું બતાવીશ!'

'હા, હા, બતાવજે ને!'

તે વખતે તો કંકુડી સાથે નરસીંને એટલી જ વાત થઇ. પણ મોહનની માયા વિષે એનું મન ખાટું થઈ ગયું હતું.

એમાં બીજે દિવસે લગભગ અરધી રાતે, નરસીંએ પોતાના ઘોડા ઉપરથી ધબાક દઇને કંકુડીના ફળી પાસે ઉતારો કર્યો. એના હાથમાં બે હજાર રૂપિયાની 'નેકલેસ' ચમકી રહી હતી. એક તડાકો પડ્યો—ને એણે સાંજે ને સાંજે ઘોડા ઉપર ખંખેરી મૂક્યાં. સોનીને ત્યાંથી બે હજારની 'નેકલેસ' લીધી. આજ એને કંકુડીને આપીને એને મોહનની માયા ભુલાવી દેવી'તી.

એ આવ્યો, ત્યારે ઉલ્લાસમાં હતો. એના અંગે અંગમાં કંકુડીની પ્રીતિ જાણે, અગ્નિ મૂકી રહી હતી. એની આંખમાં કંકુડી સિવાય બીજું કોઈ ચિત્ર ન હતું. મનમાં કંકુડી કંકુડી થઈ રહ્યું હતું. તે દોડતો આવ્યો.

પણ ઘરમાં હજી દીવો બળી રહ્યો હતો. તેણે બહારથી સાદ કર્યો.

'કંકુડી!'

'કોણુ—એલા ? નરસીં ! તું છો ? આવને, મોહન બેઠો છે ! કેશવો આવવાનો છે ! આવ ને'

નરસીંનું હાલત તો આ નારીનું અત્યારે તો માથું ધડથી જુદું કરી નાખત !

પણ એણે ગમ ખાધી. ઘોડાને અંદર દોરીને એ ઉભો. પછી એણે ઓશરીની કોર ઉપરથી જ ઘા કર્યો: 'લે આ !'

કંકુડીએ 'નેકલેસ' હાથમાં ઝીલી લીધી. પણ નરસીં તરત પાછો ફર્યો: 'એલા ! ક્યાં ઉપડયો એ ? ચા પીવા નથી રોકાવું ?'

'ના..., નરસીંએ જવાબ વાળ્યો: 'તારી વાત જોઈ લીધી...'

'અરે ! પણ છે શું ? એ બકાલ !....'

'બકાલ તો હમણાં કહ્યું એ...' નરસીં ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલી નીકળ્યો.

કંકુડી બહાર દોડી. પણ નરસીંએ તો ઘોડાના પેંગડામાં પગ મૂકી દીધો હતો. કંકુડીએ એને આંતર્યો.

'શું છે તારે ? અદેખા !'

'કાંઇ નથી—તું તારે તારું મન ઠરે ત્યાં બેસને ! પણ તેં મને બકાલ કહ્યો ને ?—મારે પણ હવે બકાલનો ધંધો જ કરવો છે. પણ તું આ બકાલના બોલ સંભારજે. કોઈ તારી પડખે ઊભો રહેવાનો નથી ! બધા ય ગઢીયા છે !'

'પણ તું—તું હાલ્યો કયાં ?'

'બસ...હવે...'

'કેમ ?'

'તારી મનની મોજ હોય ત્યાં તું...મારો આંહીં...'

'ઓ...હો! અરે! બકાલ! નરસીં! તંઇ તો તું ભીંત ભૂલ્યો 'લ્યા! તમે ભાયડા, લ્યા, ક્યારે સમજશો કે અમારી બૈરાની મનની વાત જ જુદી છે! મનની મોજ ઈ તો કોઈ જુદી જ ચીજ છે! અલ્યા! મન તો પથરાતું હોય ત્યાં જ પથરાય! તારા સમ, નરસીં! મારા મનની ખરી મોજ એક તેં માણી છે!'

'હવે શું કરવા ખોટા મલાવડા કરછ?'

'ઈ તો તને ખરે ખબરું પડશે. મનની મોજ માણનારા, પછી કોઈ બીજી ચીજમાં મન નો નાખે હો! તમને ભાયડાને તો મન જેવી કોઈ વાત જ નથી ને! તું કોઇ દિ કોઇની પાછળ ગાંડો થયો છે? અમારી તો આખી વાત અનોખી છે! પણ તું કાંઈ એમ કાંધે માને? તું તે આવો અદેખો કેવો છે? આંહીં તો થાનક ઠર્યું. હજાર આવે ને હજાર જાય. પણ મન, તો નરસીં! જ્યાં ઠરતું હોય ત્યાં જ ઠરે હો! મનનાં તો મૂલ જ મન! આ તારાં નેકલેસડાં નહિ!'

'ઠીક ઠીક હવે...'

'પછી કંકુડીને સંભારીશ હો, કે કોણણુ દલની દેનારી હતી!'

'જોઈ ઈ તો...ઠીક લે...!'

'તો આ તારી પાછી લેતો જા, નેકલેસ, મારે આંહીં ક્યાં એની ભૂખ છે?'

'ઈ હવે મારું સંભારણું...'

નરસીંએ જોરથી ઘોડાને 'એડી' લગાવી દીધી. ઘોડો ઊલળ્યો. એટલે કંકુડીને ખસી જવું પડયું. અને તરત જ નરસીં તો અંધારામાં અદૃશ્ય થઈ ગયો. આજનો દી ને કાલની ઘડી.

[ ૬ ]

આજ હવે એ બકાલ નરસીં, પોતાની જીવનસંધ્યાની છેલ્લી પળે, જાણે એક વખત કંકુડીને મળી લેવા માગતો હોય તેમ, ભાંડેર તરફ જઈ રહ્યો હતો.

ભાંડેર એ પહોંચ્યો ત્યારે સાંજ પડવા આવી હતી. પણ હજી અંધારું વળ્યું ન હતું. એણે ચોરા પાસે પોતાનું ટટ્ટુ બાંધ્યું. બકાલું ઉતારીને ઓટલા ઉપર મૂક્યું. પાસે કો'કનું ગાડું છૂટયું'તું એના બળદ પાસેથી થોડુંક ખડ લઇને ટટ્ટુને નાખ્યું. બીડી સળગાવી ને પોતે ત્યાં પગથિયે બેઠો.

કોઈક બહાર ગામનો આવેલ છે એ જોઇને ચોરાનો ગલઢો બાવો બહાર આવ્યો. થોડીકવાર નરસીં સામે જોઇ રહ્યો. એનો ચહેરો ઓળખાયો : 'ઓ હો ! ભાઈ ! તમે આંઇ કયાંથી ? બહુ દીએ દેખાણા ? કયાં હતા ? કયાંય મલક ઊતરી ગ્યા'તા ? કે શું ?'

'હા, ભાઈ, એવું જ તો. હમણાં તો ઠીક નો'તું. કીધું હવે આ જ તો જઈ આવું ! શું છે ગામમાં નવાજૂની ?'

'આંઇ ? આ ભૂખ ગામમાં તો શું નવાજૂની હોય ! આજ તમે લાવ્યા છો ત્યારે, ગામ બટેટાં દેખશે—એવું દાળદરી છે. આંહીં શું નવી ને શું જૂની ? નવાજૂનીમાં ગામ બહાર એક મંદિર થયું ઈ !'

'કોણે બંધાવ્યું ?'

'બીજું કોણ હતું ગામમાં ? આ કંકુડી કોળણ ! મરી ગઈ, પણ નામ રાખતી ગઈ ! જોવા જેવું છે !'

નરસીંને જાણે હૃદય સોંસરવો અને પાર ઉતરી જાય એવો એક ઘા પડી ગયો. પોતાનો જીવનસાર કોઈએ ખેંચી લીધો હોય એવું એનું લાગ્યું. થોડીવાર તો એ બોલી શકયો નહિ ! કંકુડી જ મળે નહિ–એ વિચારે એને એ પળ વિચાર કરતો કરી મૂક્યો પછી ધીમેથી બોલ્યો:

'બાવાજી ! મંદિર ક્યાં આવ્યું ?'

'આ દેખાય ભાઈ ! આંહીંથી જ–જાવું હોય તો જઈ આવો ને. જોવા જેવું છે ! હજી હું આંહીં આરતી ટાણા સુધી છું. જોખમ તો નથી ના કાંઈ ?'

'ના ના—'

નરસીં ડગુડગુ ઉભો થયો.

પણ એના પગ ભાંગી ગયા હતા. તે મંદિરની દશ ભણી ચાલી નીકળ્યો. કોળણે બાંધેલા એક નાના સરખા દેવાલયની એણે આશા રાખી હતી !

છેલ્લવેલું હવે એ જોઇ લઉં, એવી મનોદશામાં એ ધીમે ભારે પગલે ચાલી રહ્યો હતો.

મંદિરના ચોગાનમાં એ પહોંચ્યો. ત્યાં કોઇ હતું નહિ. ઘંટ વગાડી, પોહિયા પાસે એ ઊભો. અંદર દર્શન કર્યાં. અચાનક નીચે ભોં ઉપર એની દૃષ્ટિ પડી ને માનતો ન હોય તેમ, એ ઘડી ત્યાં નજર ખોડતો ઊભો જ રહી ગયો.

એના પગ નીચે જ, આરસની તકતીમાં, વાંચી શકાય એવડા મોટા અક્ષરોમાં, કોતરેલો એક લેખ હતો; 'ભગવાન

નરસિંહેશ્વરનું આ મંદિર, કોળણ કંકુડી એ, નરછીંબકાલના દોસ્તદાવે, એણે ભેટ આપેલ 'નેકલેસ' ના પૈસામાં પોતાના પૈસા ઉમેરીને, બન્નેના લોકકલ્યાણાર્થે બંધાવ્યું છે. ને આંહીં સૌ દર્શને આવનારની ચરણરજ એમને નીત નીત મળતી રહે, માટે બન્નેનાં નામ કોતરાવ્યાં છે :

**'નરસીં બકાલ . . . કોળણ કંકુડી !'**

નરસીં કોણ જાણે કેટલીવાર સુધી ત્યાં ઊભો ઊભો આ લેખની સામે ટગર ટગર જોયા કરત ! એના મનમાં મોટેથી એક પડઘો પડી રહ્યો હતો : દલની દેનારી ખરી ! પણ એટલામાં ચોગાનમાં દર્શન માટે આવેલ કોઈએ ઘંટનાદ કર્યો, અને એ જાગૃત થઈ ગયો.